# કિન્ડરગાર્ટન

## સંબંધે ૭ લેખો.



લખનાર તથા પ્રગટ કરનાર

હિમ્મતલાલ ગણેશજી અંજારિયા

એમ. એ., એલએલ. બી.

મુંબઈ મ્યુનિસિપલ ગુજરાતી સ્કુલોના સુપ્રીન્ટેન્ડેન્ટ.

એજન્ટસ્ :—

મેશર્સ એન. એમ. ત્રિપાઠીની કમ્પની

પ્રિન્સેસ સ્ટ્રીટ—મુંબઈ.

મુંબઈ.

સંવત્ ૧૯૭૨ ઇ. સ. ૧૯૧૬.

# આદિ વચન.



બાળ કેળવણીના વિષય સંબંધે હજી એટલી બધી ગેરસમજ છે કે તેને લગતાં કામ કરવાનું એમ. એ., બી. એ. માટે યોગ્ય નથી એમ મનાય છે. હું તો ધારૂં છું કે બાળકો અને બાળકોની કેળવણી વિષેનું દરેકે દરેક નાનામાં નાનું અને હલકામાં હલકું પુસ્તક અનુભવી અને બહુશ્રુત બી. એ., એમ. એ. શિક્ષકનું લખાયલું થશે ત્યારેજ લોકોમાં બાળ કેળવણીની કાંઇક સારી સમજ આવશે.

સાથેના લેખોમાં મેં અનેકવાર કહ્યું છે અને પ્રારંભમાં ફરી પણ કહું છું કે મારૂં વાચન, જ્ઞાન કે મારો અનુભવ જોઇએ તેટલા પ્રમાણમાં નથી; છતાં મારા અલ્પ પ્રયાસથી બીજા પ્રેરાય, અને બાળકેળવણીનો વિષય વધારે ધ્યાન ખેંચનારો થાય એવી આશાથી આ નાની ગ્રંથિકા પ્રગટ કરૂં છું.

હિ. ગ. અંજારિયા.



# અનુક્રમણિકા.







# કિન્ડરગાર્ટન એ શું છે?

કિન્ડરગાર્ટન શબ્દ હવે તો ઘણાં વર્ષો થયાં આપણે કાને પડયા કર્યો છે. એટલે સામાન્ય માનવું કદાચ એવું થશે કે આજે તે વિષેની પહેલી પિછાન જ આપવા જેવું ઉપરનું શીર્ષક અયોગ્ય છે. કિન્ડરગાર્ટન શબ્દ સુશ્રુત છે અને તેની રમતો નિશાળોમાં શીખવાય છે એ ખરૂં છે, છતાં તે સંબંધે કેટલીક ભૂલો પ્રવર્તે છે અને કિન્ડરગાર્ટનનો ખરો અર્થ અને તેનો ખરો મર્મ ઘણા સાંભળનારાઓમાં નહિં હોય એમ પણ માનવું જોઇએ એવું આ લખનારનો અનુભવ કહે છે.

કિન્ડરગાર્ટન સંબંધે બે ભૂલો તો એવી છે કે તે શિક્ષક અને વિદ્વાન વાચક તો સમજી શકશેજ પરંતુ સામાન્ય વાચક પણ તેનો સ્વીકાર કરી શકશે. એક મોટી ભૂલ તો એ થાય છે કે કિન્ડરગાર્ટનને એક વિષય તરીકેજ માનવામાં આવે છે. જેમ ઇતિહાસ ભૂગોળ, લેખાં, શ્રુતલેખન વગેરે વિષયો ગણાય છે, તેમજ કિન્ડરગાર્ટન પણ એક સ્વતંત્ર વિષય તરીકે જ ગણવામાં આવે છે અને તે પ્રમાણે ટાઇમ ટેબલમાં પણ સ્થાન પામે છે.

કિન્ડરગાર્ટન એ એક વિષય નથી, પણ એ તો કેળવણીની એક પદ્ધતિ છે; બાળકોને કેળવણી અને

શિક્ષણ આપવાની પદ્ધતિને એક વિષય તરીકેજ માની લેવામાં આવે છે, અને તેવી ભૂલનું પરિણામ એ આવ્યું છે કે કેટલાક અણઘટતા પ્રયોગો નિશાળોમાં દાખલ થઇ ગએલા છે.

કિન્ડરગાર્ટન પદ્ધતિ પ્રમાણે શીખવવા માટે અમુક અભ્યાસક્રમ તૈયાર કરવામાં આવ્યો છે અને તે અભ્યાસક્રમને 'કિન્ડર ગાર્ટન' 'ગિફ્ટસ'—'કિન્ડરગાર્ટન બક્ષિસો'—એવું નામ આપવામાં આવ્યું છે. આ નામનું ટુંકું રૂપ 'કિન્ડરગાર્ટન' થયું અને વિષય તરીકે તેની બક્ષિસો દાખલ કરવામાં આવી. પરંતુ તે દાખલ કરવાની યોગ્યતાનો વિચાર ન કરવાની બીજી ભૂલ થઈ છે. કિન્ડર ગાર્ટન અભ્યાસક્રમ તદ્દન નાનાં બાળકો માટે–એટલે કે નિશાળમાં દાખલ ન થઇ શકે તેવડી નાની ઉમરનાં બાળકો માટે તૈયાર કરવામાં આવ્યો છે, એ વાત લક્ષમાં ન રહેવાથી તેની બક્ષિસો ઉંચાં ધોરણોમાં શીખવવાનું—સમજનારાઓને તો હાસ્ય ઉત્પન્ન કરાવે તેવું–પગલું લેવામાં આવે છે. મુંબઇ જેવાં શહેરમાં થોડાં વર્ષ થયાં ચાલતી એક સ્કુલમાં પાંચમા ધોરણમાં કિન્ડરગાર્ટનની પાંચમી બક્ષીસ શીખવાય એ હકીકત કિન્ડરગાર્ટન સંબંધે જરાક પણ જ્ઞાન ધરાવનારને હાસ્યજનકજ લાગશે–વધારે નવાઇ જેવું તો વળી એ છે કે એક ટ્રેનિંગ-કૉલેજમાં કામ કરનાર શિક્ષકે તે ધોરણ કાયમ રાખ્યું હતું ! આ ઉપરથી સમજી શકાશે કે કિન્ડરગાર્ટન સંબંધે આ બીજી ભૂલ ઘણી જગાએ થયા કરે છે.

બીજી ભૂલનાં પરિણામ બહુ દીલગીર બનાવે તેવાં આવે છે. ત્રણ વરસનાં છોકરાંને માટે કલ્પાયેલી રમત સાત વરસનાં છોકરાંને શીખવવામાં આવે અને તે શીખવનાર, 'કિન્ડરગાર્ટન' શીખવીએ છીએ એમ અભિમાન રાખી આનંદ પામે, તે વખતે કેવો દીલગીરી ભરેલો દેખાવ થાય છે એ તો કિન્ડરગાર્ટન પદ્ધતિનું રહસ્ય સમજનારજ જાણી શકે તેવું છે. સામાન્ય વર્ગ પણ એટલું તો જાણી શકે છે કે તેવું શિક્ષણ નકામું છે—ખોટું છે—'ફારસ'ના જેવું છે. અને તેથી કિન્ડરગાર્ટન જેવી એક વિશ્વવંદ્ય પદ્ધતિ આજે આપણે ત્યાં વિશ્વનિંદ્ય બની ગઇ છે.

આ વિષે વિસ્તાર કરવાની અત્યારે જરૂર નથી. કિન્ડરગાર્ટન એ શું છે એ શીર્ષક તળે આવતું લખાણ નકામું કે ટાયલું નહિં હોય એટલુંજ વાચક તરફથી સ્વીકારાય એવા હેતુથી આટલું કહેવાની જરૂર ધારી હતી. ટીકા કરવાના કરતાં જ્ઞાન આપનારાં લખાણ શરૂવાતને માટે વધારે જરૂરનાં છે એમ માની કિન્ડરગાર્ટન એ શું છે એ સંબંધે થોડું પણ ખરી સમજ માટે પૂરતું, કહેવાની ઇચ્છા છે.

પહેલું તો ત્યારે કહેવાનું એ કે કિન્ડરગાર્ટન એ એક વિષય નથી પણ કેળવણીની એક પદ્ધતિ છે. એ પદ્ધતિને જન્મ પમાડનારાં કયાં કયાં કારણો હતાં તે જાણવું જોઇએ. બાળકોને કેળવણી તો મળતી હતીજ, છતાં આ નવી પદ્ધતિ શામાટે જન્મ પામી એ જાણવું જોઇએ. જૂની પદ્ધતિમાં કાંઇક ન્યૂનતા અને

કાંઈક દોષો લાગવાથીજ આ નવી પદ્ધતિ જન્મ પામી છે, એ તો સ્વાભાવિક અટકળથીજ જાણી શકાય તેવું છે.

જૂની પદ્ધતિની એક ઊણપ એવી હતી કે છોકરાં નિશાળે બેસાડવા જેવડી ઉમ્મરનાં થાય ત્યાં સુધી તેમને કશી જાતની ધ્યાન પુરઃસર કેળવણી આપવામાં આવતી નહોતી. છોકરૂં પાંચ વરસનું થાય ત્યારે નિશાળે બેસાડવા જેવડું ગણાય છે, અને તેથી કેળવણીની શરૂઆત તેવડી ઉમરેજ કરવામાં આવે છે. માણસની કેળવણી સંબંધે શાસ્ત્રીય રીતિયે વિચાર કરનારાને જણાયું કે બાળક નાની ઉમરમાં તો ઘણું શીખી લે છે. પાંચ વરસનું થાય ત્યારે બોલતાં, ચાલતાં, ઓળખતાં સારી પેઠે શીખી ગયું હોય છે. તે શિક્ષણ તેને કેવી રીતે મળ્યું, ક્યારે મળ્યું, એના વિચાર સરખો કોઈએ કરેલો નહિં. મનુષ્યની કેળવણી સંબંધે વિચાર કરતાં ફ્રોબેલને જણાયું કે જ્ઞાન લેવાની શરૂવાત બહુ નાની ઉમ્મરમાંથીજ થાય છે. તે શરૂવાત કુદ્રતજ કરાવે છે. પરંતુ કુદ્રતને મદદ કરવાથી જ્ઞાનની પ્રાપ્તિમાં અને જ્ઞાનની સમૃદ્ધિમાં સારો ફેર પડી શકે છે. પહેલાં બે ત્રણ વર્ષ તો બાળકની દશા એટલી બધી પરતંત્ર અને કોમળ રહે છે કે તે વખતે સપ્રયાસ શિક્ષણ કાંઇ આપી શકાય નહિં; પણ બાળક ત્રણ વર્ષનું થાય ત્યારે તેનામાં એવી તાકાત આવી ગઇ હોય છે કે તેને અમુક રીતની પદ્ધતિસરની કેળવણી માટે યોગ્ય ગણી શકાય. ફ્રોબેલની આ માન્યતા ખરી હોવાના પુરાવા ઘણી જગાએથી

મળી શકે છે. દરેક માબાપ પોતાનાં છોકરાંની શકિત અને વિકાસનો વિચાર કરશે તો જણાશે કે સામાન્ય રીતે દરેક છોકરૂં નાનપણથીજ કાંઇ કાંઈ શિક્ષણ આપોઆપ મેળવતું જાય છે, પરંતુ ત્રણ વરસનું થયા પછી તો તેને જરા ધ્યાનપૂર્વક કેળવવામાં આવે તો તે સારૂં શિક્ષણ મેળવી શકે તેવું થઇ ગયું હોય છે.

આ બાબતનો ઉંડો વિચાર કરી ફ્રોબેલે નક્કી કર્યું કે ત્રણ વરસની ઉમ્મરથીજ છોકરાંને શિક્ષણ આપી શકાશે. પાંચ વરસ પૂરાં થાય ત્યારેજ છોકરાંને નિશાળે મોકલવામાં આવે છે તેમાં બે જાતની મોટી હાનિ થાય છે. એક તો છોકરાંનાં ત્રણ અતિ ઉપયોગી વર્ષ તદ્દન નકામાં જાય છે. અને બીજું તે ત્રણ વર્ષમાં છોકરૂં કાંઈપણ દેખરેખ વગર ઉછરે છે અને તેથી કુદ્રતને અટકાવનારી બાબતો આડે આવી છોકરાંનાં મન મગજના વિકાસમાં અનર્થકારી નીવડે છે. જૂની પદ્ધતિમાં આ બાબતોનો વિચાર કોઇએ ભાગ્યેજ કર્યો હતો. પાંચ વરસ પૂરાં થાય ત્યાંસુધી તો છોકરાં રખડે, રઝળે, અને મોટાં થાય. કુદ્રત તો કેળવણી આપ્યાજ કરે છે, અને કુદ્રતનું શિક્ષણ તો ચાલુ હોય છેજ—પરંતુ કુદ્રતના કામમાં મદદ કરવાથી છોકરાંના વિકાસમાં બહુ લાભકારક ફેરફારો થઇ શકે છે, એ કલ્પના પણ કરવામાં આવી નહોતી. આપણે ત્યાં હજી એવીજ માન્યતા છે. પાંચ વરસનું થાય ત્યાંસુધી તો પ્રભુજ છોકરાંને ઉછેરે છે. નથી હોતી માને દરકાર, કે નથી હોતી બાપને દરકાર.

ખવરાવવા પીવરાવવામાં અને પ્રસંગે કે ટાણે ટચકે સારાં કપડાં પહેરાવી શણગારવામાં માતાની દરકારની સમાપ્તિ થાય છે. અને પિતા તો કોઇ વખત રમકડું લાવી આપવાથી અને કોઇ વખત ખાવાનું લાવી આપવાથી પોતાને કૃતાર્થ માને છે. આખો દિવસ છોકરૂં શું કરે છે, કોની સાથે રમે છે, કેવી કેવી રમતો રમે છે, શું શું શીખે છે એ દરકાર ભાગ્યેજ કોઇ માબાપ કરે છે. જે માબાપ દરકાર કરતાં હશે તે પણ અમુક જગાએ ન જવાય, અમુક છોકરાં સાથે ન રમાય, અગર અમુક રીતેજ રહેવું જોઇએ, એવી બહુજ ઉપર ઉપરનીજ દરકાર સિવાય બીજું તો ભાગ્યેજ કરતાં હશે. આવાં માબાપો આપણે ત્યાં છે, તેમજ બધે હતાં. બાળકો વિષે વિચાર કરનારાએ આ હાનિની કિમ્મત આંકી, તો તેને મન એ બહુજ મોટો અનર્થ લાગ્યો એટલે તે અનર્થ અટકાવવાના ઉપાયો યોજ્યા. કિન્ડરગાર્ટન પદ્ધતિ તેવોજ એક ઉપાય છે. શિક્ષણની જૂની પદ્ધતિની આ ઊણપ કિન્ડરગાર્ટન પદ્ધતિએ પૂરી કરી. જૂની પદ્ધતિ પ્રમાણે પાંચ વરસ પૂરાં ન થાય ત્યાંસુધી શીખવવાનું કે કેળવણીનું કાંઈ હોયજ નહિં એમ મનાતું હતું. નવી કિન્ડરગાર્ટન પદ્ધતિએ સમજાવ્યું કે તેટલાં વરસ સુધીમાં તો બાળકને ઘણું ઘણું શીખવી શકાય છે. એ સમજ આપી, અને કેમ શીખવવું અને શું શીખવવું એ બતાવનારો એક અભ્યાસક્રમ પણ તૈયાર કર્યો.

નવી પદ્ધતિ–કિન્ડરગાર્ટન પદ્ધતિને જન્મ પામવાનાં કારણોમાં એક તો ત્યારે એ કે જૂની પદ્ધતિ

પ્રમાણે મનુષ્યોનાં અમુક વર્ષો કાંઇ પણ કેળવણી વગરનાં જતાં. શિક્ષણ અને કેળવણીની શરૂવાત પાંચ વરસનું બાળક થાય ત્યારેજ કરવામાં આવતી. મનુષ્યની કેળવણીનાં કાર્યમાં આ એક ઊણપ હતી–ત્રણ વરસ નકામાં જતાં હતાં-- તે ઊણપ કિન્ડરગાર્ટન પદ્ધતિએ બતાવી, સમજાવી, અને તેનો ઉપાય યોજ્યો– કિન્ડરગાર્ટન પદ્ધતિએ આ પ્રમાણે એક રીતે તો મનુષ્યનાં આયુષ્યમાં વધારો કર્યો. નકામાં જતાં વર્ષની કિમ્મત સમજાવી, તેનો ઉપયોગ કર્યો અને શિક્ષણ પદ્ધતિની એક અપૂર્ણતા દૂર કરી.

'જૂની પદ્ધતિની ઉકત અપૂર્ણતા' દૂર કરવી એ કિન્ડરગાર્ટન પદ્ધતિના જન્મનું એક કારણ હતું. બીજું કારણ જૂની પદ્ધતિના બે દોષો તેણે પ્રતાવ્યા અને દૂર કર્યા એ છે. આપણે આંહિં કિન્ડરગાર્ટન પદ્ધતિ અને તેના ઘડનાર સંબંધે ઐતિહાસિક કે શાસ્ત્રીય દૃષ્ટિએ વિચાર કરવાનો નથી. માત્ર કિન્ડરગાર્ટન શું છે એ બરાબર સમજાવવા માટે જરૂર પૂરતુંજ લખાણ કરવાનું છે. આશા છે કે ઉકત અપૂર્ણતા અને હવે કહેવાના દોષોની વાત લક્ષમાં લેવાથી એ હેતુ પાર પડી શકશે.

કિન્ડરગાર્ટન પદ્ધતિએ જૂની પદ્ધતિના જે બે દોષો બતાવ્યા અને દૂર કર્યા તેમાંથી પહેલા દોષ ઉપરથી પદ્ધતિને નામ મળ્યું છે.

નિશાળ એ બાળકો માટે એક જાતનું કેદખાનુંજ ગણાતું. ઘરમાં છોકરૂં તોફાન કરે તો માબાપ ધમકી

આપે કે 'એમ કરીશ તો નિશાળે મૂકી આવીશું.' આવી રીતને લીધે બાળપણુથીજ છોકરૂં નિશાળથી બ્હીતાં શીખે છે. જેમ નિશાળ એ ધાકનું કારણ બનતું, તેમજ મ્હેતાજી પણ એક સાક્ષાત્ યમરાજા હોય એવું સમજાવવામાં આવતું. મ્હેતાજી એટલે ક્રૂર ચ્હેરો, ડોળા ચઢી ગયેલી અને ગુસ્સાથી રાતી બનેલી આંખો, ખોખરો અને કર્કશ ઘાંટો, અને ઉ-પયોગ કરવા માટે સદા ઉગામેલી સોટી: આવા ચિન્હવાળો એક ડર ખાવા લાયક પુરૂષ. 'જો મ્હે-તાજી આવ્યા'—કે હવે–'માસ્તર આવ્યા'–એ બાળકો માટે મોટામાં મોટી ધમકી હતી, અને હજી ઘણી જગાએ હશે. 'નિશાળ એટલે તેનો વખત હોય તેટલા કલાક ગોંધાઇ રહેવાની જગા; આવું હોવાને લીધે નિશાળ અને મ્હેતાજી એ બહુજ ત્રાસદાયક ગણાતાં.

ખરી રીતે જોતાં કેળવણી એ તો કુદ્રતીજ જરૂરી-યાત છે. નાનું બાળક વસ્તુ પકડતાં, અવાજ તરફ નજર ફેરવતાં, રીખતાં, ઉભા રહેતાં, પગલાં ભરતાં, બોલતાં આપોઆપજ શીખે છે. તે શિક્ષણુ કુદ્રતજ આપે છે. કુદ્રતનો એક અચળ અને અટળ નિયમ છે કે દરેક પદાર્થ કાંઇ કાંઇ ફેરફારને આધીન બને છે. ચેતન પ્રાણીને અમુક જાતનો વિકાસ આપવો એ કુદ્રતનો પહેલોજ કાયદો છે. એ કાયદાની રૂએ નાનું બાળક પણ શીખે છેજ, કેળવણી લે છેજ. જીંદગીના વ્યવહાર માટે તેને વધારે લાયક બનાવવા અમુક જાતના વિશેષ અને સાવધાન શિક્ષણુની તેને જરૂર છે, એ ખરૂં છે. પરંતુ તે શિક્ષણુ કોઇ પણ રીતે

કુદ્રતથી વિરૂદ્ધ પ્રતિનું ન હોવું જોઇએ, શિશુ વયમાં તો ખાસ ન હોવું જોઇએ-એવો વિચારકોનો અભિપ્રાય થયો. તે અભિપ્રાય પ્રમાણે વિચાર કરતાં જણાયું કે નિશાળ એ તેવા કુદ્રતી વલણને મદદ કરનાર એક સાધન છે છતાં બાળકોમાં નિશાળ માટે અભાવ અને અણગમો દેખાય છે, તેનું કાંઇક કારણ હોવું જોઇએ. નિશાળનું કામ કુદરતના વિકાસકાર્યમાં મદદરૂપ બનવાનું છે. નિશાળની ફરજ બાળકોને પ્રભુદત્ત શકિતની ખીલવટમાં સાહાય્ય આપવાની છે. નિશાળ બાળકને મનુષ્ય બનાવવાનું, આનંદ આપનારૂં, રસ જાળવનારૂં, શુભ કરનારૂં એક ઉત્તમ સાધન છે, છતાં બાળકો તેનાથી ત્રાસ પામે એ તો કુદ્રતની વિરૂદ્ધની વાત થાય છે. નિશાળ ખરી રીતે પોતાનાં કાર્ય બજાવનારી હોય તો બાળકને તેનો કંટાળો ન જ હોવો જોઇએ. બાળકોને તે કંટાળા રૂપ છે, તેનું કારણ એજ કે નિશાળ પોતાનું કાર્ય યથાયોગ્ય રીતે બજાવી શકતી નથી. નિશાળ એ તો એવી આકર્ષક જગા હોવી જોઈએ કે ત્યાં છોકરાંઓ દોડીને જાય, હોંસભેર ત્યાં રમે અને કુદ્રતનાં પ્રેર્યાં શિક્ષણ લેવા માટે ઉત્સુકતાથી ઉત્કંઠ બને. આવું ન થાય તો નિશાળ એ ખરી નિશાળ કહેવાયજ નહિં. કુદ્રતને તે મદદ રૂપ બને નહિં પણ છોકરાંઓના કેળવણી અને શિક્ષણના સ્વાભાવિક ઉત્સાહમાં આડે આવનારી થાય. તેવી નિશાળ લાભકારક નહિં, પણ ઉલટી હાનિકારકજ માનવી જોઇએ. તેવી નિશાળ તો બાળજીવનને મૂળમાંથીજ બાળી નાખનારાં વિષ સમાન ત્યજવા લાયક, એકદમ બંધ કરવા લાયક લેખાવી જોઇએ. ખરી નિશાળ

તો એવી હોવી જોઇએ કે નાનાં બાળકો ત્યાં કુદ્રતનાં પ્રેર્યાં દોડી જાય. બાળકોને તેમની સ્વાભાવિક વૃત્તિને મદદ મળતી હોવાથી ત્યાં જવાનું આપોઆપજ મન થાય. આવી નિશાળ તેજ ખરી નિશાળ ગણવી જોઈએ. જૂની પદ્ધતિની નિશાળોમાં આ દોષ એવો તો સજ્જડ લાગી ગયેલો જણાયો કે ફ્રોબેલને પોતાની સંસ્થાને નિશાળ નામ આપવું એ પણ ઠીક ન લાગ્યું. ફ્રોબેલે જે નિશાળ કાઢી, તે નિશાળમાં ખરી નિશાળના ગુણો હોવાને લીધે, તે નિશાળ સાધારણ નિશાળ જેવી ત્રાસદાયક અને ત્યજવા લાયક નહિં, પણ બાગના જેવી આનંદદાયક અને આકર્ષક હતી. દરેક નિશાળ તેવીજ હોવી જોઇએ, એવી માન્યતાને લીધે તે નિશાળનું નામ પણ નિશાળ નહિં, પણ–બાગ–બગીચો એવું કલ્પી કાઢયું. છોકરાંઓ જેમ બાગમાં ફરવા-રમવા હોંસભેર દોડી જાય, તેમ જે નિશાળે દોડી જાય તે નિશાળજ ખરી નિશાળ ગણાય. નિશાળ નામ સાથે તો અમુક ભાવ જોડાએલો હોવાથી ફ્રોબેલે નિશાળ નામજ ત્યજવા લાયક ગણી, પોતાની નિશાળને 'કિન્ડરગાર્ટન' એટલે કે 'બાળકો માટેનો બગીચો' એવું નામ આપ્યું. આ પ્રમાણે કરવામાં તેણે જૂની પદ્ધતિમાંનો એક મોટો દોષ બતાવ્યો. નિશાળ કુદ્રતને અનુકૂળ નથી, છોકરાંઓને નિશાળનો કંટાળો છે, અને તેથી કુદ્રતનાં વિકાસ કાર્યમાં નિશાળ મદદરૂપ થવાને બદલે વિઘ્નરૂપ બને છે. આ દોષ બહુજ ગંભીર હતો. તેને દૂર કરવો એ ખરા શિક્ષકનું કામ હતું. ફ્રોબેલ જેણે મનુષ્યની કેળવણી વિષે ઉંડો વિચાર કર્યો હતો તેણે આ દોષને દૂર

કરવાના હેતુથી 'કિન્ડરગાર્ટન' ની સ્થાપના કરી. ફ્રોબેલનાં કિન્ડરગાર્ટનમાં જે પદ્ધતિથી શીખવવામાં આવ્યું તે પદ્ધતિ કિન્ડરગાર્ટન પદ્ધતિ, અને જે અભ્યાસક્રમ તૈયાર કરવામાં આવ્યો તે 'કિન્ડરગાર્ટન બક્ષીસ.' કિન્ડરગાર્ટન પદ્ધતિમાં ખાસ અને મુખ્ય ગુણ તો એ હોવો જોઇએ કે તે પદ્ધતિથી શિક્ષણ આપતી નિશાળમાં છોકરાંઓ હોંસે હોંસે દોડી આવવાં જોઇએ, તે નિશાળ છોકરાંઓને આનંદનું, ગમ્મતનું, અને તેની સાથે સ્વાભાવિક રીતેજ મળતાં જ્ઞાનનું સ્થાન હોવું જોઇએ. જે નિશાળ આવી રીતે છોકરાંઓને આકર્ષી ન શકે, જે નિશાળ છોકરાંઓના કુદ્રતી વલણને પોષણ આપી યોગ્યતાથી શિક્ષણ આપી ન શકે, જે નિશાળ ખરી 'કિન્ડરગાર્ટન' ન થઈ શકે તે નિશાળમાં 'કિન્ડરગાર્ટન' શીખવાય છે એમ કહેવું એ હસવા લાયક ગણવું જોઇએ. નિશાળ કંટાળારૂપ હોવાનો દોષ દૂર કરવાનું સામર્થ્ય એ 'કિન્ડરગાર્ટન'ની પહેલી આવશ્યકતા છે.

કિન્ડરગાર્ટન પદ્ધતિને જન્મ આપનાર બીજું કારણ ત્યારે, જુની પદ્ધતિથી છોકરાંઓને નિશાળનો કંટાળો લાગતો અને નિશાળ કેદખાનારૂપ લાગતી તે હતું. તે દોષ દૂર કરવાના ઉપાય યોજનારે નિશાળનું નામ પણ નિશાળ ન રાખતાં બાળકોને ગમતની અને રમતની જગાનું રાખ્યું.

ત્રીજું કારણ જુની પદ્ધતિનો એક બીજો દોષ બન્યો હતો. શિક્ષણ અને કેળવણીની પદ્ધતિનો યોગ્ય

વિચાર જૂની પદ્ધતિએ કર્યોજ નહોતો એવું નવી પદ્ધતિના ઘડનારાએ જગતને બતાવ્યું. જૂની પદ્ધતિનો બીજો દોષ એ હતો કે તે પદ્ધતિમાં બાળકોને માત્ર અમુકજ બાબતોનું જ્ઞાન આપવાનો ખ્યાલ રાખવામાં આવ્યો હતો. બાળકો કેમ જાણે ખાલી વાસણ હોય, અગર તો નિર્જીવ સંચાઓ હોય, તેમ તેમનામાં અમુક નવી નવી બાબતો ભરવી, અગર તો અમુક રીતે ગોઠવી તે સંચાઓને ચાલતા કરવા એવોજ ખ્યાલ જૂની પદ્ધતિનો હતો. તે પદ્ધતિ પ્રમાણે, વાંચવું, લખવું અને ગણવું, એ ત્રણજ 'કળાઓ' શીખવવામાં આવતી. છોકરાંઓને એ ત્રણ બાબત આવડે એટલે શિક્ષણ અને કેળવણી બરાબર મળી ગયાનો સંતોષ રાખવામાં આવતો—અને તે પ્રમાણે તૈયાર થયેલાં બાળકો સંપૂર્ણ રીતે કેળવાયેલાં ગણાતાં. આ જાતનાં શિક્ષણમાં બાળકોની બુદ્ધિ અને યાદદાસ્ત અમુક દરજ્જે કેળવાતાં; હાથ અને આંખને તો નજીવીજ કેળવણી મળતી, અને તે ઉપરાંત વધારે કશું થતું નહિ. એટલે કે શિક્ષણના વિષયો અપૂર્ણ અને કેળવણી પામતા અવયવો જૂજ હતા. નવી પદ્ધતિ દાખલ કરનારાએ સમજાવ્યું કે કેળવણી તો આખા **મનુષ્યને એટલે કે મનુષ્યની દરેકે દરેક શકિતને—મનુષ્યના દરેકે દરેક અવયવને—મળવી—અપાવી જોઇએ.** માત્ર બુદ્ધિ અને યાદદાસ્ત સુધર્યાથીજ આખું મનુષ્ય સુધરી જતું નથી, સુધરી શકતું નથી. હૃદયના ભાવને પણ કેળવણી મળવીજ જોઇએ, અને તેનો પણ સમાવેશ કેળવણીના અભ્યાસક્રમમાં થવો જોઇએ. વળી મનુષ્યને કાંઈ એકલાં એકલાં જીવન ગાળવાનું

નથી. સમુદાયમાં રહી, સમુદાય સાથેજ જીવન ગાળવાનું છે. અને તેથી જૂની પદ્ધતિનાં વ્યક્તિગત શિક્ષણમાં તે વિચારનો સમાવેશ નહિં થતો હોવાને લીધે તે પદ્ધતિમાં તેટલી ઓછપ હતી.

જેમ હૃદયના ભાવને કેળવણી મળવી જોઇએ, તેમજ શરીરના બધા અવયવને પણ કેળવણી મળવી જોઇએ. જુની પદ્ધતિમાં તેવો તો વિચાર પણ હતો નહિં. લખવામાં સારા અક્ષર કરવાની ખંત રાખવાની ફરજ પાડવામાં આવતી અને તેથી હાથને અને આંખને અમુક જાતની કેળવણી મળતી, પરંતુ મનુષ્યનું આખું શરીર કેળવણી પામેલું થવું જોઇએ એ ખ્યાલજ જૂની પદ્ધતિમાં નહોતો. પગ, કમર, હાથ-પગનાં કાંડાં, ડોક, સ્નાયુઓ, માંસપેશીઓ, છાતી વગેરે સમગ્ર શરીરને–શરીરના દરેકે દરેક અવયવને, અને જોવાની, સાંભળવાની, સુઘવાની, અડકીને પારખવાના વગેરે બધી શક્તિને કેળવણી અપાય ત્યારેજ મનુષ્યને કેળવણી મળી એમ કહી શકાય. આવી જાતનાં કેળવણીનાં સ્વરૂપનો ખ્યાલ જૂની પદ્ધતિમાં હતો નહિં. નવી પદ્ધતિ દાખલ કરનાર જોઇ શકયા કે પ્રચલિત પદ્ધતિ સંપૂર્ણ નથી, યથાયોગ્ય નથી. તેથી તેમણે શાસ્ત્રીય રીતે સમાલોચના કરી, કેળવણીના તત્ત્વનો વિચાર કર્યો, તેના સિદ્ધાન્તો શોધવા પ્રયત્ન કર્યો, અને તેને પરિણામે નવી પદ્ધતિ પ્રચલિત કરવા તનતોડ મહેનત આદરી. જૂની પદ્ધતિના પૂજકોને આ નવીનતા કેટલી બધી વાંધા ભરેલી લાગી હતી એ વિગત

સાથે આપણે અત્યારે કાંઈ સંબંધ નથી. ઘણા વર્ષોના પ્રયાસે સત્ય આખર જીત્યું. કિન્ડરગાર્ટન પદ્ધતિ કાંઈ સર્વાંશે સંપૂર્ણ અને ઉત્તમજ છે એમ તો કોઈ કહી શકેજ નહિં. નવા નવા વિચારો અને સદાકાળ પરિવર્તન પામતા સિદ્ધાન્તોના આ જગતમાં પરિપૂર્ણ તો માત્ર પ્રભુજ કહેવાય છે એજ યોગ્ય છે. કિન્ડરગાર્ટન પદ્ધતિના પણ દોષો હતા અને તે બતાવનાર, સુધારનાર એક ડાકટર બાઈ બહાર પણ પડ્યાં છે. પરંતુ તે હકીકતને પણ આપણે હમણાં બાજુપર રાખીને, જૂની પદ્ધતિમાંના દોષ દૂર કરવા માટે કિન્ડરગાર્ટન પદ્ધતિએ શું શું કર્યું એજ બતાવવાનું છે.

જુની પદ્ધતિની કેળવણીના વિષયો અપૂર્ણ હતા એટલું ઉપરનાં લખાણથી સમજી શકાશે. નવી પદ્ધતિએ એ અપૂર્ણતા બતાવી આપી, અને સમજાવ્યું કે જ્યાંસુધી સમગ્ર મનુષ્યની દરેકે દરેક વૃત્તિ અને દરેકે દરેક શક્તિને, દરેકે દરેક અવયવ અને દરેકે દરેક ઇન્દ્રિયને યથાયોગ્ય કેળવણી ન મળે ત્યાં સુધી કેળવણીનું કામ અધુરૂંજ ગણાવું જોઈએ. દરેક સારી નિશાળે, કેળવણી આપવાનું માથે લેનાર દરેક સંસ્થાએ, ખાસ કાળજી રાખવી જોઇએ, અને આખાં મનુષ્યને સંપૂર્ણ રીતે કેળવણી મળે, એ ખ્યાલ રાખવો જોઇએ.

જુની પદ્ધતિમાં જેમ વિષયો અપૂર્ણ હતા, તેમ જુની પધ્ધતિની કેળવણી આપવાની રીત પણ અ-

પૂર્ણ અને અયોગ્ય હતી. કેળવણી અને શિક્ષણમાં જે તફાવત છે તે તફાવત જુની પદ્ધતિવાળા સમજી શકયા હોય એમ લાગતું નહોતું. શિક્ષણ આપવું એટલે છોકરાંઓ જે જાણતાં ન હોય તે તેમને કહેવું, **શીખવવું**; તેમાં નવું આપવાનો ખ્યાલ છે. અજ્ઞાત બાબત જ્ઞાત કરાવવાનો ઉદ્દેશ છે. ખાલી વાસણમાં કાંઇક ભરીએ તે પ્રમાણે છોકરાંનાં ખાલી-મગજમાં કાંઇક નવું ભરવા જેવું છે. કેળવણીમાં તેમ નથી. કેળવણી તો બાળકની શકિતનેજ વિકસાવવામાં સમાયેલી છે. જે કાંઈ બાળકમાં હોય તે વ્યકત સ્વરૂપમાં લાવવા માટે જે અનુકૂળ ક્રિયા કરવામાં આવે તે કેળવણી. છોકરાંમાં શકિતનાં અસ્તિત્વનો સ્વીકાર કરીને, તે શકિત જે ગૂઢ સ્વરૂપે રહેલી હોય છે તેને વ્યકત સ્વરૂપે બતાવવી, તેનું નામ કેળવણી. ઘઉંના લોટમાં ચીકાશ છે, પણ તેને જેમ જેમ વધારે ગુંદવામાં આવે તેમ તેમ તેનું સત્વ પ્રગટ સ્વરૂપે વધારે ને વધારે દૃષ્ટિગોચર થતું જાય: આ કેળવણીનું કાર્ય. ઘઉંના લોટમાં અમુકજ પ્રમાણમાં સ્વાભાવિક ગળપણ છે પણ તે ગળપણને વધારવું હોય તો તેમાં મિષ્ટ પદાર્થ નાખીને તેને જરૂર પૂરતો મિષ્ટ કરવો તે શિક્ષણનું કાર્ય. એટલે કે નાનાં બાળકમાં પ્રભુએ જે જે તાકાત જન્મથીજ મૂકેલી છે, જે તાકાત બીજ રૂપે છે, ગૂઢ રૂપે રહેલી છે તે તાકાતને અનુકૂળ સંજોગો મેળવી આપી વિકસાવવી, વ્યકત કરવી, વધારવી, એ કેળવણીનું કાર્ય. તે તાકાતમાં નવું જ્ઞાન ભરવું એ શિક્ષણનું કાર્ય. જુની

પદ્ધતિ પ્રમાણે માત્ર શિક્ષણ જ અપાતું, કેળવણી અપાતી નહિં. કેળવણીનો ખ્યાલ સરખો ભાગ્યેજ હતો. નવી પદ્ધતિએ બતાવ્યું કે નિશાળનું પ્રથમ કર્તવ્ય કેળવણી છે. યથાયોગ્ય કેળવણી મળ્યા પછી અગર તો મળવાની સાથે શિક્ષણ અપાય-અપાવું જોઇએ. પરંતુ પ્રથમ કર્તવ્ય યથાયોગ્ય રીતે બજાવવું એ તો દરેકે દરેક નિશાળનું મુખ્ય કાર્ય રહેવું જોઇએ. એ મુખ્ય કાર્ય કરવામાં કેળવણીની સમજની આવશ્યકતા છે. કેળવણી કુદરતને અનુસરીને જ આપવી જોઇએ. કુદરતને અનુસરી, કુદરતને મદદ રૂપ થવાની નિશાળની પહેલી ફરજ છે. એ ખ્યાલ જૂની પદ્ધતિની નિશાળોમાં હતો નહિં. નવી પદ્ધતિએ સમજાવ્યું કે કેળવણી તો માત્ર પ્રભુનાં કાર્યને મદદ રૂપજ હોવી જોઇએ. કુદરત જે જે રસ્તે બાળકને કેળવે છે, તે તે રસ્તા સમજી તે રસ્તાની અંદર આવતા અંતરાયો દૂર કરી, તે રસ્તા વધારે સરળ અને વધારે સીધા કેમ થાય તે જોતા રહી, કુદરતને મદદ રૂપ થવું એજ કેળવણીનો ખરો માર્ગ છે. કિન્ડરગાર્ટન પદ્ધતિ દાખલ કરવામાં આ બાબતનો તલસ્પર્શી વિચાર કરવામાં આવ્યો, અને કુદ્રત, મનુષ્યની સમગ્ર મનુષ્યની કેળવણી માટે કયા કયા ઉપાયો યોજે છે તેનું જ્ઞાન મેળવી, તે તે ઉપાયોને મદદરૂપ બને તેવી યોજના ઉપજાવી કાઢવામાં આવી. જૂની પદ્ધતિમાં કુદ્રતનો વિચાર ભાગ્યેજ થતો હતો. તે પદ્ધતિ પ્રમાણે તો છોકરૂં આવ્યું એટલે પહેલાં તો બે ચાર પાંચ આંકડા કે અક્ષરો કાઢી આપવા અને તે ઘુંટ-

વાનો હુકમ આપવો, એટલુંજ કરવાનું હતું. નવી પદ્ધતિએ આવી બેહુંદી રીતના સર્વ દોષો બતાવ્યા અને કુદ્રત કેવી રીતે માણસ માત્રને કેળવે છે તે સમજાવ્યું, કુદરતના કેળવવાના રસ્તાની પિછાન મેળવી, તે રસ્તાને અનુકૂળ અને મદદ રૂપ બને તેવાં સાધનો તૈયાર કર્યાં, અને તેમ કરી પ્રભુનાં કાર્યમાં મદદરૂપ બનવાની માણસની ઉંચામાં ઉંચી ફરજ બજાવવામાં સફળતા મેળવી.

નવી પદ્ધતિને જન્મ આપનાર ત્રીજું કારણ, ત્યારે 'જૂની' પદ્ધતિમાં શીખવાતા 'વિષયોની અપૂર્ણતી, અને તે વિષયો શીખવવાની અકુદરતી રીત એ હતું-નવી પદ્ધતિએ વિષયોની અપૂર્ણતા બતાવી, તેનાં સંપૂર્ણ સ્વરૂપની પિછાન આપી અને શિખવવાની અકુદરતી અને કઢંગી રીત દૂર કરી, કુદરતને અનુસરતી અને સરળ રીત બતાવી.

આ ત્રણ મુખ્ય બાબતો પરથી સમજી શકાશે કે કિન્ડરગાર્ટન એ કાંઈ એક વિષયં નથી, તેમ કિન્ડરગાર્ટન એ એક દેખાવ કરવા માટે ફારસના જેવી શિક્ષણ અને કેળવણીનાં પરિણામથી વિરૂદ્ધ હોય તેવી કોઇ ચીજ નથી, પરંતુ ખરી અને સંપૂર્ણ કેળવણી અનુક્રમમાં અનુકૂળ રીતે આપવાની જરૂરીયાત બતાવનાર, કુદરતીને અનુસરતી, કુદરતના કાર્યમાં મદદ કરતી, સર્વાંગે અને સર્વાંશે સ્વીકરણીય અને આદરણીય થઈ પડે તેવી એક વિશ્વોપયોગી અને વિશ્વવંદ્ય પદ્ધતિ છે. પરંતુ તે પદ્ધતિ

સંબંધે એટલી બધી ગેરસમજ થઇ ગઇ છે, તેના પ્રયોગો એવી વાંદરીયા નકલવાળાજ કરવામાં આવે છે, તેનાં રહસ્યનાં જ્ઞાનનો અભાવ એટલા બધા અનર્થ પેદા કરનાર થઇ પડેલો છે, કે લોક સમસ્ત તેના તરફ જરા અભાવની અને તિરસ્કારયુક્ત હાસ્યની નજરથી જુએ તેમાં કાંઇ નવાઇ જેવું લાગતું નથી. ત્રણ વરસનાં છોકરાંને શીખવવાની રમતો સાત વરસનાં છોકરાંને શીખવાય એ હસવા જેવું થઇ પડે તેમાં આશ્ચર્ય કાંઇ ન કહેવાય. નિશાળમાં રીતસરનાં ધોરણો શરૂ થાય ત્યારે તો જે બક્ષીસો ખતમ થઈ ગએલી હોવી જોઇએ, તે બક્ષીસો નિશાળનાં ઉંચાં ધોરણમાં શીખવાય તે હકીકત હાસ્ય અને તિરસ્કાર ઉત્પન્ન કરે તો કોઈ પણ ખોટું ગણી શકે નહિં. વળી શીખવવા માટે જે જે મૂળ પુસ્તકોનાં ભાષાંતર કરવામાં આવ્યાં છે તેમાં-તે ભાષાંતરોમાં-દેશ કાલ અને લોકની રીતભાતની તો જરા પણ દરકાર કરવામાં આવી ન હોય અને 'હું તમારો ઉપકાર માનું છું સાહેબ' એવો આપણી સમાજમાં તો હસવા લાયક બને તેવો પ્રયોગ દાખલ કરવાનો આગ્રહપૂર્વક બોધ કરવામાં આવ્યો હોય તો પછી લોકો વિરોધ દર્શાવે એમાં લોકોનો દોષ કાઢી શકાય નહિં.

આપણી સમગ્ર આર્યવ્યવસ્થા જે કારણોથી અસ્તવ્યસ્ત થઇ સુધારો કરવા જતાં બગાડા તરફ વળતી લાગે છે, તેજ કારણો આ વિષયે પણ દેખાય છે. એક પદ્ધતિ કે એક રિવાજ એક દેશમાં બહુજ

અનુકૂળ, વખાણવા લાયક અને લાભકારક માલમ પડે, માટે તે પદ્ધતિ કે તે રિવાજ તેના તે સ્વરૂપે બધા દેશોમાં તેટલોજ અનુકૂળ, તેટલોજ વખાણવા-લાયક કે તેટલોજ લાભકારક ગણી લેવામાં આવે તો તેનાં પરિણામ હમેશાં અને બધી જગાએ સંતોષ આપનારાં નજ આવી શકે. લોકોની પરંપરાથી ચાલતી આવેલી ટેવો, દૃઢ થયેલા સંસ્કારો, ઘર કરી રહેલા મતો, રહેવા કારવવાની સંગવડ અને રીત-ભાત, બુદ્ધિ વિષયે સામાન્ય પરિમાણ, વગેરે અનેકાનેક બાબતોનો વિચાર કરવાની જરૂર જ્યારે જ્યારે ભૂલાંઇ જવાય છે ત્યારે ત્યારે અનર્થ ફાટી નીકળે છે. કિન્ડરગાર્ટન પદ્ધતિના સંબંધમાં પણ કાંઇક તેવુંજ થયું છે. દેશ, કાળ, અને લોકની રીતભાત તથા બુદ્ધિ-સમજની દરકાર કર્યા વિના પરદેશી પદ્ધતિને ત્યાંનાંજ સ્વરૂપમાં દાખલ કરવામાં આવી. અને એવી બાબતના મોહને લીધે તેમાં કાંઇક અંધ શ્રદ્ધાવાળો ધસારો પણ થયો. પરિણામ એ આવ્યું કે હળવે હળવે લોકોની શ્રદ્ધા ઓછી થઇ, અને પદ્ધતિ નિંદાવા લાગી. એટલે સુધી કે કોઇ કોઇ અધિકારીઓ પણ-કેળવણી ખાતાંના અધિકારીઓ પણ-તે પદ્ધતિથી વિરૂદ્ધ મત ધારનારા થયા. આમ થવાનું મુખ્ય કારણ વાંદરાંઆ નકલની ઘેલાઇજ હતું. ખરી રીતે જોતાં કિન્ડર ગાર્ટન પદ્ધતિના સિદ્ધાંતો વિશ્વમાન્ય, સ્વાભાવિક, દેશકાળથી પણ પર ગણી શકાય તેવા છે. અને તે સિદ્ધાંતોની માહિતી મેળવવામાં આવે તો તે પદ્ધતિની

વિરૂદ્ધ તો એક શબ્દ પણ બોલવાનો રહે નહિં. પરંતુ તે સિદ્ધાંતો સમજ્યા પછી, તેનાં મૂળ તત્વોની ખરી માહિતી મેળવ્યા પછી, તે પદ્ધતિના પ્રયોગો દાખલ કરતી વખતે લોકોની રીતભાત, છોકરાંઓની ઉમર, શિક્ષકોની શકિત, દેશકાળની સ્થિતિ વગેરે ઘણી ઘણી બાબતોનો વિચાર કરવાની જરૂર છે. તે વિચાર યોગ્ય રીતે કરવામાં આવે તો એકદમ સ્વીકારવું પડશે કે કિન્ડરગાર્ટન પદ્ધતિ બધા દેશોમાં અને બધો કાળ સર્વવંદ્ય થઈ શકે તેવીજ છે.

અલબત, તે પદ્ધતિના સંગીન અભ્યાસ પછી દેશકાળને અનુકૂળ હોય તેવા પ્રયોગો કલ્પી કાઢવામાં ખરી નૈસર્ગિક બુદ્ધિની અપેક્ષા રહે છે, અને તેવો કોઇ મહાપુરૂષ ઉત્પન્ન ન થાય, ત્યાં સુધી 'ન મામા કરતાં કે'ણો મામો સારો' એ ન્યાયે જેવા સ્વરૂપમાં બની શકે તેવા સ્વરૂપમાં કિન્ડરગાર્ટન અભ્યાસક્રમ શરૂ રાખવામાં આવે તો તેમાં કાંઈ ખોટું તો નથીજ. તેવી રીતે પણ ચાલુ રાખવાના લાભ શા છે તે બતાવવાનો પ્રયત્ન પણ આ ગ્રંથિકામાંજ કરવામાં આવ્યો છે. પરંતુ આખું મળવાનું હોય તો અરધાથી સંતોષ નજ માનવો જોઇએ, એમ સમજીને આ પરિચ્છેદમાં કાંઈક લક્ષ્યદર્શક લખાણ કરવામાં આવ્યું છે. તે લક્ષ્યો બરાબર સમજાય તો કિન્ડરગાર્ટન પદ્ધતિનાં રહસ્યનું જ્ઞાન સારે અંશે થઇ શકશે. કિન્ડરગાર્ટન પદ્ધતિએ જૂની પદ્ધતિની અપૂર્ણતા બતાવી; જૂની પદ્ધતિમાં શીખવાતા વિષયો અપૂર્ણ છે એમ સમજાવ્યું; જૂની

પદ્ધતિની શીખવવાની રીત અસ્વાભાવિક અને તેથી અયોગ્ય હતી તે બનાવી આપ્યું, અને તેટલા દોષો બતાવીનેજ સંતોષ ન માનતાં, તે દોષો કેમ દૂર કરવા એ સમજાવ્યું; અભ્યાસક્રમ કલ્પી કાઢયો અને દુનિયાંને શિક્ષણ અને કેળવણી વિષયે નવાં તેજથી પ્રકાશિત કરી.

અનેક વખત સમજાવેલી વાત એક વાર ફરીથી કહીએ. કિન્ડરગાર્ટન એ કાંઇ એક વિષય નથી. વાંચન, લેખન, આંક, કવિતા એ જુદા જુદા વિષયો છે, તેવી રીતનો કિન્ડરગાર્ટન એ કાંઇ જુદો, નિરાળો, નવો વિષય નથી. તે તો એક જાતની પદ્ધતિ છે. શિક્ષણ અને કેળવણી કેવી રીતે અપાવાં જોઇએ એ બતાવનારી, શાસ્ત્રીય રીતે સમજાવવામાં આવેલી પદ્ધતિ છે. તે પદ્ધતિ એવાં તત્ત્વોપર રચાઇ છે કે તે દ્વારા એટલું તો સ્ફુટ રીતે બતાવી શકાય છે કે શિક્ષણ અને કેળવણી એ કુદરતથી જુદે રસ્તે જનાર નથી. કુદરત પ્રાણી માત્રને શિક્ષણ અને કેળવણી આપ્યાજ કરે છે. તે કુદરતની કેળવણીને સમજી, તેને સંપૂર્ણ રીતે મદદરૂપ બની, વિદ્યાર્થીની દરેકે દરેક શકિત, દરેકે દરેક વૃત્તિ, દરેકે દરેક અવયવ, અને દરેકે દરેક ઇંદ્રિયને યોગ્ય રીતે, પૂર્ણ રીતે, સમગ્રરૂપે કેળવવી જોઇએ, એ કિન્ડરગાર્ટન પદ્ધતિ સમજાવે છે, સિદ્ધ કરે છે.

નિશાળોનું કેળવણીનું કાર્ય સમજપૂર્વક કે સ્વાભાવિક રીતિનું નહિં હોવાથી, બાળકોને અપૂર્ણ,

અયોગ્ય રીતે, અકુદરતી અને યાંત્રિક પદ્ધતિથી કેળવણી આપવામાં આવતી. તેવી કેળવણીના ભારથી ચગદાતાં બાળકોની શક્તિ કુંઠિત બનતી, શિક્ષકો અને નિશાળોના ત્રાસથી ધ્રુજી રહેતાં બાળકોનું મનોબળ શિથિલ થતું, અને મનની તેમજ શરીરની અશક્તિ વધ્યે જતી. કેળવણીની પદ્ધતિનો આ એક દોષ કિન્ડરગાર્ટને સ્વાભાવિક પદ્ધતિ બતાવીને દૂર કર્યો. કિન્ડરગાર્ટન પદ્ધતિથી જે જે કાર્ય શરૂ કરવામાં આવે છે, તે શું છે તેની સમજ આપવામાં આવે છે; બાળકના સ્વાભાવિક વિકાસને સ્વાભાવિક રીતેજ ખીલવા દેવાનું ધોરણ રાખવામાં આવે છે; જેટલું શીખવાય તેટલું પૂર્ણ, અને યોગ્યતાથીજ, કુદરતી રીતને અનુસરીનેજ, શીખવાય છે. આમ થવાથી છોકરાં ખરાં છોકરાં રહી, ખરી કેળવણી પામે છે, માત્ર સંચાઓ બનતાં નથી. આવી જાતનું પરિણામ જો કિન્ડરગાર્ટન પદ્ધતિ ન લાવી શકે તો તે પદ્ધતિ સમજાઇ નથી–તે પદ્ધતિ પ્રમાણે શીખવાતુંજ નથી એમ સમજવું જોઇએ.

એક તરફથી જેમ શિક્ષણ અને કેળવણીની પદ્ધતિમાં રહેલો એક ગંભીર દોષ સુઝાડયો, તેમ બીજી તરફથી શિક્ષણની શરૂવાત ક્યારથી થવી જોઇએ એ કિન્ડરગાર્ટન પદ્ધતિએ બતાવ્યું.

'કિન્ડરગાર્ટન એ શું છે' એ પ્રશ્નના જવાબમાં ઉપરનાં લખાણમાં ફરી ફરી કહેવામાં આવેલી વાત વળી એકવાર ફરીથી કહેવાથી પુનરૂક્તિ પણ પુન-

રૂક્ત બનશે. તોપણ જરાક લંબાણથી કહેલું ટુંકામાં કહીએ તો ઉપરના પ્રશ્નના જવાબમાં નીચે પ્રમાણે કહી શકાશે.

કિન્ડરગાર્ટન એ એક વિષય નહિં પણ એક પદ્ધતિ છે. નિશાળમાં દાખલ થતા પહેલાંનાં નાનાં બાળકોનાં જીવન દરકાર વગરનાં જતાં, તે દેશને અને મનુષ્યત્વને મોટી હાનિ પહોંચાડનારી બીના હતી એમ સમજી બાળકોની કેળવણીની શરૂવાત તો ત્રણ વરસની ઉમરથીજ થવી જોઇએ એ મત સ્થાપિત કર્યો અને તેવાં નાનાં બાળકોને કઇ રીતે શીખવી શકાય અને શું શું શીખવવું જોઇએ એ બતાવનારો એક અભ્યાસક્રમ તૈયાર કરવામાં આવ્યો. આથી જૂની પદ્ધતિ પ્રમાણે બાળકોનાં ત્રણથી છ વરસ સુધીનાં જે ત્રણ વર્ષ નકામાં જતાં અને ઘણીવાર તો 'અનર્થ' કરનારાં થતાં તે ત્રણ વર્ષનો સદુપયોગ કરતાં શીખવ્યું. અને એક રીતે મનુષ્યની જીંદગીમાં ત્રણ વર્ષનો વધારો કરી જૂની પદ્ધતિની એક અપૂર્ણતા દૂર કરી.

નિશાળોમાં કુદ્રતી વિકાસપર ભાગ્યેજ લક્ષ આપવામાં આવતું અને શિક્ષણ પદ્ધતિ પણ એવી હતી કે છોકરાંઓને નિશાળનો સદાનો કંટાળો રહેતો અને મહેતાજીનો હંમેશાં ત્રાસ રહેતો. કિન્ડર ગાર્ટન પદ્ધતિએ આવાં પરિણામ કેમ આવે છે તે બતાવ્યું. અને તે અનિષ્ટ પરિણામ કેમ દૂર કરવાં એ બતાવી બાળકોમાં નિશાળ માટે સદ્‌ભાવ ઉત્પન્ન કર્યો, અને બાળકો મહેતાજીને વ્હાલથી ચાહે તેવું કરી આપ્યું.

નિશાળનું શિક્ષણ તદ્દન એકમાર્ગીજ હતું. પ્રભુએ ધારેલા વિકાસક્રમને તે અંતરાયરૂપ બનતું. બાળકોની શકિત, વૃત્તિ, અવયવ, ઇન્દ્રિયઃ બધાને કેળવણી મળનીજ જોઇએ એવો તો ખ્યાલ સરખો નહોતો. કિન્ડરગાર્ટન પદ્ધતિએ સમજાવ્યું કે બાળકનાં સમગ્ર સ્વરૂપને કેળવણી મળવી જોઇએ. કુદ્રત તેજ પ્રમાણે કેળવણી આપે છે. કુદ્રતના ક્રમને મદદ રૂપ થવું અને બાળકના સમગ્ર જીવનને લાભ કારક બનવું એજ દરેક શિક્ષણ પદ્ધતિનો મૂળ ઉદ્દેશ હોવો જોઇએ. આ સિદ્ધાન્તને સમજાવી તેવી જાતના પ્રયત્ન માટે શું શું કરવું જોઇએ એ સમજાવનારો એક અભ્યાસક્રમ તૈયાર કર્યો.

આ પ્રમાણે કિન્ડરગાર્ટન પદ્ધતિએ બાળકનાં વલણને અને વૃત્તિને યથાયોગ્ય વિકાસ અને શિક્ષણ મળે એવી ગોઠવણ કરી, તથા તે શિક્ષણ યોગ્ય ઉમરેજ શરૂ થાય એવી વ્યવસ્થા કરી. તે પ્રમાણે વર્તન કરવાથી તૈયાર થતાં બાળકો માત્ર પુસ્તકીયા પંડિત નહિં, પણ ખરા કેળવાયેલા માણસો બનશે એમ સમજાવ્યું. જગતનાં બાળકોનાં હૃદય સ્વતંત્ર અને ઉજમાળાં બનશે, તેમના અંધાર પડદા દૂર થશે, વિશ્વ અને કુદ્રતને ખરી રીતે જોતાં અને સમજતાં થશે. તેમનાં જીવન આનંદમય, ઉલ્લાસમય, જીજ્ઞાસામય, જ્ઞાનમય બનશે. અને પરિણામે જગતનાં જીવનની ખરી દિશા હાથ લાગવાથી પ્રભુનાં કાર્યને આગળ વધારવામાં એક સફળ પગલું આગળ ભરાશે, એમ સમજાવ્યું.

---

# આપણી જૂની પદ્ધતિ અને કિન્ડરગાર્ટન પદ્ધતિ.

## એક સરખામણી.



કિન્ડરગાર્ટન અભ્યાસક્રમ ન્હાનાં બાળકોને શીખવવા કેળવવા માટેજ ઘડાયો છે: તેનો ઉપયોગ ખરી રીતે તો ૩ થી ૬ વર્ષ સુધીની વયનાં બાળકો માટેજ કરવાનો છે, અને આપણી પદ્ધતિ તો સાત વર્ષનાં બાળકોથીજ શરૂ થાય છે, • એટલે ખરી રીતે જોતાં તો તે બેની સરખામણી કરવા જેવું છેજ નહિં. બંનેના પ્રદેશ જૂદા જૂદા છે. જ્યાંથી શાળા શિક્ષણ શરૂ થાય ત્યાં કિન્ડરગાર્ટન શિક્ષણ ખતમ્ થયું હોવુંજ જોઇએ. એટલે ક્ષેત્ર અને લક્ષ્ય જૂદાં હોવાથી તે બેમાં સરખાપણું બહુ થોડું જણાશે; છતાં બંને પદ્ધતિ શિક્ષણપદ્ધતિ હોવાથી તે બંને શિક્ષણક્રમ તપાસી, બંનેને સરખાવી, બેમાં કયો વધારે સારો છે એટલું તો જોઇ શકાશે.

પહેલાં આપણી પદ્ધતિ—છેકજ જૂની પદ્ધતિ લઇએ. પંડયાની નિશાળ, સ્લેટને બદલે લાકડાંનાં પાટીયાં, પથ્થર પેનને બદલે લાકડાંનાં વતરણાં, અને પાટીયાંપર નાખવાની ધૂળ: નવાં છોકરાંને પહેલાં પાટીયાં પર ધૂળ કેમ નાખવી એ શીખવવામાં આવતું, અને પછી વતરણાથી, ધૂળમાં આંકડા અક્ષરો પાડવાનું શિક્ષણ શરૂ થતું. ઘુંટવાનું તે વખતે બહુ કંટાળા ભરેલું નહોતું; પંડયાજીને ઘર કામમાં મદદ

પણ કરવાની હતી એટલે શિક્ષણ તદ્દન એકમાર્ગી પણ થઇ રહેતું નહોતું—હજી પણ આ પ્રકારના લીસોટા રહ્યા છે, ગામડાંમાં તો સારી પેઠે. મુંબઇ જેવા શહેરમાં પણ માસ્તરને માટે પાનપટી લાવી આપનાર વિદ્યાર્થી કોઇ વાર નજરે પડે છે. પણ હવે તેના તરફ વાજબી રીતે સખત નજરથી જોવાય છે. પહેલાં તેમ નહોતું. ગુરૂનું કામ કરવું એ તો પુણ્ય કાર્ય ગણાતું—એટલે સવારમાંથી નિશાળે આવી, પાટીયાંપર ધૂળ નાખી, કાંઇક લખતાં શીખી, શિક્ષકને માટે એકાદ બે આંટા બહાર મારી આવી, સવારનો વખત પૂરો કરાતો.

બપોરના વખતમાં પણ તેજ કાર્ય ચાલુ થતું. પંડયાજી ઘણું કરી એકજ હોય અને વિદ્યાર્થીઓ જૂદું જૂદું શીખવાવાળા અનેક હોય, એટલે વારા ફરતી વિદ્યાર્થીઓને આરામ પણ મળતોજ. સાંજે ખુશખુશાલ ઘાંટા પાડી પાડા બોલવાની ગમ્મત થતી, અને કોઇ કોઈ દહાડે પંડયાજી સાથે દેવદર્શને પણ જવાનું થતું.

બેસવાનું મોટા ડેલામાં કે ઉઘાડી ઓસરીમાં હતું, એટલે ગોંધાઇ રહેવા જેવું પણ નહોતું. અને સ્લેટપર ઝીણા ઝીણા અક્ષરે કાઢી આપેલા એકડા બગડા કે કકા ખખા ઘુંટ ઘુંટ કરી આંગળાંને થકવી દેવાનું પણ નહોતું.

છેક જૂની આ પદ્ધતિમાં વિદ્યાર્થીની સર્વ શક્તિ કે તે ખીલવવાનો ખ્યાલ ભાગ્યેજ હતો. પણ પંડયાની

સખ્તાઈ ગમે તેટલી સખત હોય તોપણ ઘણા વિદ્યાર્થીઓ વચ્ચે વેહેંચાઈ જતી અને આનંદના પ્રસંગો–બહાર જવાની તકો પણ મળ્યા કરતી એટલે પંડયાની નિશાળ બહુ કંટાળા ભરેલી ન લાગતી.

વળી, ધૂળ ચાળીને સારી, ઝીણી કરવી, તેને પાટીયાં પર બરાબર પાથરવી, વતરણા વતી તેમાં અક્ષર ને આંકડા પાડવા તેમાં પણ મજા પડતી. એક વાર પાટીયું લખાઈ રહ્યું કે ફરીથી ધૂળને લેવી, સરખી કરવી વગેરેમાં કાંઇક વિનોદને સ્થાન રહેતું.

આ જૂની પદ્ધતિમાં હળવે હળવે ફેર પડતો ગયો. વિદ્યાર્થીની સંખ્યા વધવા લાગી. જીવનમાં પણ ફેર પડતો ગયો—સગવડો વધતી ગઇ, તેમ તેમ નિશાળોમાં પણ સુધારા વધારા થતા ગયા, અને હરવું ફરવુ એ બધું ખોટું છે, નિશાળમાં તો શીખવાનું એટલે કે અક્ષર આંકડા લખવાનું, વાંચવાનું, પાઠો મોઢે કરવાનું અને તુર્ત ભણી પાર ઉતરવાનું લક્ષ રખાતું ગયું. રફતે રફતે સરકારી નિશાળો થઇ એટલે ગુરૂ શિષ્યનો સંબંધ બંધ પડયો. વિદ્યાર્થીને કાંઇ કામ સોંપવું એ ગુન્હો ગણાયો—વિદ્યાર્થીને બહાર જવા દેવા એ વ્યવસ્થાની ખામી ગણાઇ–અવલોકન માટે લઇ જવાની કડાકૂટ કરવાની શિક્ષકોને દરકાર રહે નહિં, એટલે આખો દિવસ એકનું એક કામ ચાલુ રહેવા લાગ્યું. તે વખતની નિશાળો વધારે કંટાળા ભરેલી બની. છોકરૂં આવે ત્યારથી હાથમાં સ્લેટ ને પેન આપી, લખી આપેલા આંકડા કે અક્ષર ઘુંટ ઘુંટ કરવાના હુકમ અપાવા લાગ્યા. બીજું શું કરવું એ

શિક્ષકજ જાણતા નહોતા. શિક્ષકનું કામ તો અક્ષર આંકડા લખતાં અને વાંચતાં શીખવી દેવું, અને પલાકા તૈયાર કરાવવા એટલુંજ રહ્યું. ઉપલા વર્ગોમાં તો ભૂગોળ, ઇતિહાસ જેવા વિષયો હોવાથી કાંઇક કામ ફેર થઇ શકે તેવું હતું. પણ નીચેના વર્ગોમાં તો એકજ કામ હોઇ, શિક્ષક બેસે કે હાથમાં નેતર લઇ આંટા મારે અને વિદ્યાર્થીઓ ઘુંટ ઘુંટ કરે અને મોટે અવાજે ગડબડ કરતા પાડાઓ કે અક્ષરો લખ લખ કરે. ચાર પાંચ કલાક બેસતી નિશાળમાં છોકરાંઓને નહિં કાંઇ આનંદની વાત, નહિં કાંઇ બોલવાની છૂટ, નહિં કાંઇ હસવાના પ્રસંગ, નહિં કાંઈ નાચવા કુદવાની સગવડ: કેદખાનાંથી કશી ઓછપ નિશાળોમાં નહોતી. આ બધા સાથે પહરેગીર જેવા મહેતાજી—હાથમાં સોટી એ તો તેમનો કાયમનો રાજદંડ!

પહેલાં સાત આઠ વર્ષે નિશાળ શરૂ કરાવવામાં આવતી, ત્યાં સુધી કાંઇક પણ ઠીક હતું; બાળકો શરીરે અને મનનાં કાંઇક સખત થઇને નિશાળે બેસતાં. પણ કમભાગ્યે હળવે હળવે ન્હાનાં ન્હાનાં બાળકોને નિશાળે મોકલવાની શરૂવાત થઇ. તેથી તો આ ત્રાસ હાનિકારક થવા લાગ્યો. કુમળાં મન અને તદ્દન કોમળ શરીરને ખીલવાના પ્રસંગો ટુંકા થઇ ગયા, અને ધાકનો રાક્ષસ હંમેશાં નજર આગળજ ઉભો રહેવા લાગ્યો—પરિણામ આખી પ્રજાને સહન કરવાં પડે છે. બ્હીકણ મન, કાંકલાં શરીર, અને અવિકસિત બુદ્ધિ હાલના જમાનામાં દેખાય છે તેનું કારણ ઘણે ભાગે આપણી અવ્યવસ્થિત નિશાળોજ હતી.

આ પદ્ધતિની સાથે કિન્ડરગાર્ટન પદ્ધતિ સરખાવતાં કેટલો બધો ફેર માલમ પડશે! પણ તે ખરી કિન્ડરગાર્ટન સ્કુલમાંજ—હમણાં શીખવાતું કિન્ડરગાર્ટન ખરૂં કિન્ડરગાર્ટન નથી. પણ માત્ર તે પદ્ધતિનું હસવાજોગ અનુકરણ છે. ખરી કિન્ડરગાર્ટન પદ્ધતિનો હેતુ શો છે, એ તો આગળ કહેવાઇ ગયું છે. તે હેતુ સમજ્યા વગર માત્ર પ્રયોગોથીજ કામ લેવામાં આવે છે—એટલે પ્રયોગો સફળ થતા નથી અને તેને પરિણામે પદ્ધતિ 'ભંડાય' છે.

ખરી કિન્ડરગાર્ટન સ્કુલમાં છોકરાંને બધો વખત એકજ જગાએ બેસી રહેવાનું નથી; એકજ કામ કરી કંટાળો પામવાનો નથી; સોટીની બીક નથી, શિક્ષકનો ત્રાસ નથી; તેઓને જૂદી જૂદી વસ્તુઓથી રમવાનું મળે છે, જુદાં જુદાં કામ કરવામાં ભળવું પડે છે, ગાવાનું મળે છે, કુદવાનું મળે છે, હસવાનું મળે છે, વાર્તાનો વિનોદ મળે છે; નવું નવું જોવાનું મળે છે; એક પછી એક એવાં એવાં કામ નીકળતાં જાય છે કે વખત કયાં ગયો એ પણ છોકરાં જાણી શકતાં નથી. શિક્ષકનો ઘાંટો સંભળાતો નથી, સોટી ચમચમ વાગતી નથી, છતાં વિદ્યા રમઝમ કરતી દર કલાકે અને દર ક્ષણે તેઓ પાસે આવીનેજ રહે છે. આટલી છૂટ હોવાં છતાં અવ્યવસ્થા નથી. શિક્ષકની માયાભરી છતાં અંકુશધારી હાજરી તેઓને સ્વચ્છંદી કે તોફાની થતાં અટકાવે છે. ક્ષણે ક્ષણે મળતું કામ તેઓને ઉદ્યોગી રાખે છે અને આવી ટેવ પડયા પછી કોઇ કોઇ વખતે ડોકિયાં કરતી સખ્તાઇ તેમનાં હૃદયને સુખકર કાબુ આપી શકે છે.

છોકરાં આવે કે તુર્ત તેઓને ઘરની વાત પૂછી, અગર ગયે દિવસે કરેલાં કામમાંથી જેમાં વધારે રસ પડયો હોય તેવાં કામની વાત કાઢી, શિક્ષક તેઓને એકત્ર થવા દે છે. વખત થયો એટલે કામ શરૂ કરે છે. તે કામ આંખ, હાથ, કાન, કંઠ અને શરીરના બીજા અવયવોને કેળવનારૂં—કામ આપનારૂં હોવાથી—છોકરાંઓને અણગમો આપતું નથી—મગજને વિકસવામાં મદદ આપે છે; બુદ્ધિ અને હૃદયને શાંત ચમકારથી પ્રકાશ આપ્યા કરે છે. તેમાં ગીત હોય છે, રમત કરાવાય છે, કસૂરત મળે છે, લખવા ઘુંટવાનું પણ ભૂલાતું નથી. જૂની પદ્ધતિમાં વગર સમજ્યે એકડો બગડો અગર ક ખ ઘુંટ ઘુંટ કરાવાય છે તેમ આમાં થતું નથી. તેમાં તો એકડો એ શું છે, શાનું તે ચિન્હ છે, તે લખતાં સામો માણુસ શું સમજી શકે, વગેરે બાબતો પહેલેથીજ સ્ફુટ રીતે, આનંદકારક રીતે સમજાવાય છે. અને પછી સહેલી રીતે તેનો આકાર કાઢતાં શીખવાય છે. કોડીથી, મણકાથી, અને એવી એવી રમતની ચીજોથી તેનો તે આકાર મગજમાં ઠસાવાય છે. અને પછી સ્લેટ પર કે પાટીયાં પર તેનો સરસમાં સરસ નમુનો કાઢી તે ઘુંટી સુંદર ઘાટદાર આંકડો કાઢતાં શીખવાય છે. એક સંખ્યાની સમજ અપાય છે. સારો શિક્ષક એક વસ્તુની વાત કરે છે. ઇશ્વર એક છે, માણુસને માથું એક છે, નાક એક છે, વર્ગમાં ટેબલ એક છે. એક છોકરો હતો, તેને એક પૈસો જડયો, તેનું તેણે એક કેળું લીધું; તે તેણે એક ભૂખ્યા માણુસને આપ્યું વગેરે બોધક, આનંદ આપે

તેવી, સાદી વાતોથી એકનું જ્ઞાન ઠસાવાય છે. પછી એકડો ઘુંટવાનો કંટાળો રહેતો નથી.

આ કામથી છોકરાં કંટાળતાં જણાય કે ગીત, પદાર્થપાઠ કે બીજા વિષય-ક્રમ પ્રમાણે લેવાય છે. એટલે છોકરાંને નિશાળમાં મજા પડે છે, અને કોઇ જાતનું બંધન નહિં લાગવાથી તેનો કંટાળો દૂર થાય છે.

કિન્ડરગાર્ટન પદ્ધતિથી ચાલતી નિશાળોમાં છોકરાં ઉમંગથી દોડતાં આવે છે. ત્યાં છોકરાંને કંટાળો ન આવે તેવી રીતે શીખવાય છે. ત્યાં છોકરાંની પ્રભુદત્ત સર્વશક્તિ ખીલવવા પ્રયાસ થાય છે. તેમાં છોકરાંને હર ફરની છૂટ છે.—કામમાં મદદ કરવાની છૂટ છે. કેટલુંક કામ તો જાતેજ કરવાનું હોય છે. તેથી છોકરાંનો ઉલ્લાસ વધે છે. તેમાં છોકરાંને 'ગણ્યા વગરનું ભણવું' શીખવાતું નથી. સો સુધી તો શું, પણ સાડા સાતનો પા અને એકોતેર એકોતેર રામ 'પચા એક તાળાં' સુધી આંક બોલી જનાર પાંચડે છગડેનો ઉત્તર ન આપી શકે—કે એક છોકરાને અઢાર પૈસા આપીએ તો નવ છોકરાને આપવા કેટલા પૈસા જોઇએ તેનો જવાબ ન આપી શકે તેવું થતું નથી. દરેક અવયવ, દરેક શક્તિ, ઉમ્મરના પ્રમાણમાં, પણ સાથે લાગી, કેળવાય; છોકરાં કેળવણી હોંસે લેવા આવે અને આનંદથી સ્વીકારે; જ્ઞાન મેળવે તેટલું પૂરૂં અને ખરૂં મેળવી શકે અને તેનો યોગ્ય ઉપયોગ કરી શકે તથા એકલાં ભણેલાંજ નહિ, પણ ભણેલાં સાથેજ ગણેલાં પણ થાય એવો ઉદ્દેશ કિન્ડરગાર્ટન સ્કૂલોનો છે,

અને તેવી રીતે શિક્ષણ અપાય તોજ કિન્ડરગાર્ટન પદ્ધતિથી શિક્ષણ અપાય છે એમ કહી શકાય.

સૌથી જૂની પદ્ધતિ—ગુરૂને ઘેર રહેવાની પદ્ધતિમાં કાંઇક સારા અંશો હતા. અને તે સમયે જીવનની હાડમારી ત્રાસદાયક નહોતી, આયુષ્યની અવધિ આજ છે તેટલી, અનિશ્ચિત નહોતી, સ્પર્ધાની શરત આજ છે તેવી રસાકસીએ પહોંચી નહોતી—એટલે તે સમયે તે પદ્ધતિ સફળ થતી. આજે તેની તે પદ્ધતિનો પુનરૂદ્ધાર કરવાનું બને તેમ નથી. કાળ બળેજ તે તે પદ્ધતિનો નાશ કર્યો છે. સરકારી નિશાળો થઇ અને સારો લાભ લેવાના-કરવાના ઉદ્દેશથી ભરાએલાં નવાં પગલાંઓ હળવે હળવે ફેરવવા જેવાં જણાયાં—તુર્ત ચેતનારા ચેત્યા અને અનેક મુશ્કેલીઓ અવગણી કિન્ડરગાર્ટન પદ્ધતિની યોગ્યતા જગત પાસે કબુલ કરાવી. હિન્દુસ્તાનમાં હજી તો તેનાં ઝાંખાં ઝાંખાં નૂરનાં કિરણોની શિખા માત્ર આવી છે. આશા છે કે તે કિરણો વધારે ને વધારે આવતાં રહે, અંધાર પિછોડીથી ઢંકાઈ રહેલા સાચા ઉદ્દેશ અને ખરા માર્ગનાં દર્શન કરાવનારો પ્રકાશ આવતો રહે—અને તેને પરિણામે દરક્ષણે કચરાતી, છૂંદાતી, જૂની રૂઢીના દાવાનળમાં હોમાતી, અસંખ્ય બાળ જીંદગીનો ઉદ્ધાર કરાવી સકળ જગને સત્ય જ્ઞાનના સંપૂર્ણ પ્રકાશથી છાઈ દે!

૩

# કિન્ડરગાર્ટન પદ્ધતિથી અત્યારે પણ લાભ છેજ.

કિન્ડરગાર્ટન પદ્ધતિની અધુરી અને અસત્ય સમજને લીધે હમણાં હમણાં એવો અભિપ્રાય બંધાઈ ગયો છે કે તે પદ્ધતિ નકામી છે, આપંણને અનુકૂળ નથી, ખર્ચાળ છે, શિક્ષક યોગ્ય મળતા નથી વગેરે વગેરે. આવાં આવાં કારણો આગળ કરી તે પદ્ધતિનેજ ઉતારી પાડવાંમાં આવે છે, અગર તો તે પદ્ધતિ આપણુને કામની કે લાભકારક નથી એમ કહી તેને નિશાળોમાંથી રૂખશત આપવામાં આવે છે. આ પરિણામ વિચારકોની ટુંકી નજરજ બતાવે છે. પેલા તરતા શીખનારા બીકણ નરના જેવી બુદ્ધિનું દૃષ્ટાંત બને છે. એક શખ્સને તરતાં શીખવાનો વિચાર થયો. તે માટે પાણીમાં પડયો. પાણીની સપાટી પર રહેવાના પ્રયાસ કરતાં જરા મુશ્કલી પડી. પહેલે કે બીજેજ પ્રયત્ને પાણીમાં જરા નીચે જવા લાગ્યો. એકાદ બે ઘુંટડા પાણી પણ પી જવાયું. તે અનુભવ ઉપરથી શીખનાર ગૃહસ્થ તો એવા અકળાઇ ગયા કે તેણે સોગન લીધા કે તરતાં ન આવડે ત્યાં સુધી હવે પાણીમાં પગ ન મૂકવો ! નજીવી મુશ્કેલીથી ડરી જવાની વાત તો એક બાજુ રાખીએ, પણ પાણીમાંજ તરવાનું, અને તે ન આવડે ત્યાં સુધી પાણીમાં પગ ન મૂકવાનું પણ ! એ બે કેમ બની શકે? પાણીમાં પ્રયાસ કર્યા સિવાય પાણીની સપાટી પર રહેવાની

કળા તે શી રીતે પ્રાપ્ત કરી શકાય? આ તારૂમાં જેવી અક્કલ ગણીએ તેવીજ કિન્ડરગાર્ટન માટે ઉપરનાં કારણોથી વિરૂદ્ધ થનારામાં હોવી જોઇએ એમ કહીએ તો શું ખોટું?

પહેલી દલીલ તો એ છે કે તે પદ્ધતિ અનુકૂળ નથી. પહેલા ઉલ્લેખમાં આ દલીલનો ઉત્તર કંઇક અપાયો છે. કિન્ડરગાર્ટન પદ્ધતિ તો વિશ્વાનુકૂળ પદ્ધતિ છે. **आहार निद्रा भय** જેમ પ્રાણી માત્રને સામાન્ય છે તેમ જ્યાં જ્યાં **मनुष्यत्व** હોય અને જ્યાં જ્યાં કેળવણીના પ્રયાસો હોય ત્યાં ત્યાં કિન્ડરગાર્ટન પદ્ધતિ અનુકૂળજ છે—યોગ્યજ છે. બાળકને કુદ્રત જે કેળવણી આપે છે તેને અનુકૂળ બની, કુદ્રતને મદદ કરવી, બાળકને મનુષ્ય--સંપૂર્ણ મનુષ્ય—બનાવવા જે જે રસ્તાઓ યોગ્ય જણાય તે તે રસ્તાનું ગ્રહણ કરી તેને કેળવવું; પ્રભુદત્ત સર્વ શકિત, સર્વ ઇંદ્રિય, સર્વભાવ, સર્વ યોગ્યતા, સાવધાનતાથી, કુશળતાથી, અનુકૂળતાથી, માપસર અને દરજ્જાસર કેળવવાની પદ્ધતિ તેજ કિન્ડરગાર્ટન પદ્ધતિ છે. અમુકજ રીતે તે પદ્ધતિ વ્યવહારમાં મૂકાય, અમુકજ રમતોથી તે પદ્ધતિ શીખવી શકાય, અમુક પુસ્તકો દ્વારાજ તેનો અભ્યાસ કરી શકાય તેવું કાંઇ છેજ નહિં. દેશ દેશની જરૂરીયાત પ્રમાણે, જાત જાતના સંસ્કાર પ્રમાણે, સમય સમયની અનુકૂળતા પ્રમાણે, બાળકોને બરાબર તૈયાર કરવાની જે પદ્ધતિ તે કિન્ડરગાર્ટન પદ્ધતિ. આવી પદ્ધતિ અનુકૂળ નથી એમ કહેવું એ તે પદ્ધતિનું અજ્ઞાનજ સમજવું.

પદ્ધતિનો અમલ કેવી રીતે થાય છે એ ખરેખર જોવા વિચારવા જેવું છે. જે પ્રયોગો અને સાધનો એક દેશને અનુકૂળ છે તે બધાં તેમનાં તેમ બીજાને અનુકૂળ હોઇ ન શકે. અને હાલમાં કિન્ડરગાર્ટનથી વિરોધ થવાનું એક મુખ્ય કારણ તો એ છે કે આપણી અનુકરણ વૃત્તિને યોગ્યતાની કસોટીએ કસ્યા સિવાય વાંદરીયા રીતિથીજ કિન્ડરગાર્ટન પદ્ધતિનું અનુકરણ કરવામાં આવ્યું છે. દરેક શાસ્ત્રનું આવુંજ બને છે. શાસ્ત્ર પોતે ઉત્તમ હોય, અનેક શતકોના અનુભવથી મૂર્ત બની ગયું હોય, શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સિદ્ધાંતોનો તેમાં સમાવેશ થયલો જણાતો હોય, તોપણ વ્યવહારમાં, અમલમાં તે સફળ ન થાય તો એમજ જાણવું કે વ્યવહાર માર્ગમાંજ ખામી છે. તે શાસ્ત્રની 'કળા'. કોઇ સમજી શક્યું નથી. કિન્ડરગાર્ટન માટે તેવુંજ થયેલું છે, એમ સ્વીકારવું પડે તેવું છે. પદ્ધતિ વિશ્વાનુકૂળ હોય, પણ પ્રયોગો કાંઇ તેવા હોઈ શકે નહિં. અહિં તો એવું કરવામાં આવ્યું છે કે કિન્ડરગાર્ટન પદ્ધતિ એટલે જે કાંઇ, એવી રીતે, યુરોપમાં શીખવાય, તે બધું, તેવીજ રીતે અહિં પણ શીખવવું. યુરોપ અને એશિયા વચ્ચે પૂર્વ પશ્ચિમનું અંતર છે. તે ભૂલી જવાય છે. યુરોપના લોકોની કેળવણી, તેમની બુદ્ધિની શ્રેષ્ઠતા, લોક સમસ્તનાં જ્ઞાનની કોટિની ઉચ્ચતા, રીત રિવાજની ભિન્નતા વગેરે બધું વિસારી દઇ, જે ત્યાં તે આંહિ એમ સ્વીકારી, આપણે ત્યાં તે પ્રયોગો બધા દાખલ થયા--પુસ્તકોના તરજુમા કરી તેનેજ 'ટેક્સ્ટ'-તન્ત્ર-તરીકે સ્વીકારવામાં આવ્યાં.

પરિણામ આપણે જોઇએ છીએ તેવું થયું. વિદેશી પ્રયોગો આપણે સમજી શકયા નહિં, આપણને અનુકૂળ થયા નહિં. પ્રયોગો ખોટા, નકામા, માટે પદ્ધતિ પણ નકામી એ વિચાર હળવે હળવે દાખલ થવા લાગ્યો.

તરજુમીયાં પુસ્તકથી કેવા અનર્થ થાય છે અને કેવું હાસ્યજનક પરિણામ આવે છે એ બતાવવા એકજ દાખલો આપીશ. તે શિશુ શિક્ષણ નામના Paradise of childhood નાં ભાષાંતરમાં—જે ભાષાંતર બીજા પુસ્તકોના અભાવે તંત્ર તરીકે સ્વીકારવામાં આવે છે—તેમાંથી લીધો છે.

કોઈ માણસ કાંઈક પણ આપણે માટે કરે ત્યારે યુરોપીય વિવેક એવો છે કે તેનો ઉપકાર માનવો. આ વિવેક શીખવવા ત્યાં I thank you, sir એમ દરેક વખત બોલતાં છોકરાંને શીખવવું એ યોગ્ય છે, જરૂરનું પણ છે. પરંતુ આપણે ત્યાં તેવો કાંઇ શિષ્ટાચાર ન હોવાથી નાનાં છોકરાં પાસે હું તમારો ઉપકાર માનું છું, સાહેબ, એમ ગોખાવવું—તેમાં યોગ્યતા નથી એટલુંજ નહિ પણ હસવા લાયક કૃત્રિમતા છે. આવા વાંદરીયા પ્રયોગોને લીધે જ કિન્ડરગાર્ટન કુદરતી પદ્ધતિ હોવા છતાં હાંસીપાત્ર અને ટીકાને પાત્ર થાય છે.

પ્રયોગો અને પુસ્તકોમાં આવી ડહાપણ શૂન્યતાના પ્રભાવે જે વિરોધ થયો છે તે વિરોધ સ્વીકારી આપણે પદ્ધતિનોજ તિરસ્કાર કરીએ તો તો ઉપર કહેલા 'તારૂ'ના જેટલીજ આપણી પણ બુદ્ધિ ગણાય.

વચ્ચમાં જરા એટલું જણાવી દેવું જોઇએ કે તરજુમા અગર તો હાલ દાખલ રહેલા પ્રયોગોની વિરૂદ્ધ જે લખવામાં આવ્યું છે તે સદ્ભાવ વિના બીજી એકે બુદ્ધિથી નહિં જ. પ્રારંભમાં તેવું બને એ સ્વાભાવિકજ છે. એકદમ નિખિલ જ્ઞાન કોઇને પ્રાપ્ત થઇ જતું નથી. શરૂઆતમાં જેટલુ સુઝે તેટલું કરવામાં ન આવે તો નવી બાબતો દાખલ થતી નથી, અને દાખલ ન થાય તો તે વિષે વિચાર કરવાનો અવકાશ પણ ઉપસ્થિત થતો નથી. એટલે આજ સુધી આ દિશામાં જે કામ થયું છે, તેને ઉતારી પાડવાનો હેતુ છેજ નહિં. માત્ર એટલુંજ કહેવાનું છે કે પ્રારંભકાળ હવે ગયો છે. વિચારકાળ આવ્યો છે. તે કાળમાં યોગ્ય વિચાર નહિં થાય તો એક ઉત્તમ પદ્ધતિ આપણે ગુમાવીશું અને જો તેનો એક વાર તિરસ્કાર થઇ ગયો તો ફરી દાખલ થતાં વર્ષોનાં વર્ષ પ્રયાસ કરવા જોઇશે. માટેજ પ્રચલિત રીતિઓ અને પુસ્તકોથી અસંતોષ બતાવવાની ફરજ પડે છે, કે કોઈ બુદ્ધિશાળીની દીર્ઘ-દૃષ્ટિ નૈસર્ગિક શકિત નવા માર્ગમાં વૃત્તિ પ્રેરે અને પરિણામે હિન્દમાં હિન્દને યોગ્ય કિન્ડરગાર્ટન પદ્ધ-તિની શરૂવાત થાય.

બીજી દલીલ જે અત્યારે તો ખરી છે, એમ પણ સ્વીકારવું પડે છે તે એ છે કે કિન્ડરગાર્ટન પદ્ધતિ ઘણી ખરચાળ છે.

તે વિષે પહેલાં તો એજ કહેવાનું કે પ્રયોગોજ માત્ર નહિં, પણ ખરી પદ્ધતિજ જાણવામાં આવે તો

હાલ માનવામાં આવે છે તેના કરતાં ઘણો ઓછો ખર્ચ થાય એમ બતાવી શકાય તેવું છે.

રંગ શીખવતી વખતે જુદા જુદા રંગની વસ્તુઓ, કાગળો, કપડાં, બીયાં, પાંદડાં, ફૂલો, અનેક આપણા જોવામાં આવે છે, તે જૂજ ખર્ચે પેદા કરી શકાય છે. આકાર માટે પણ તેવુંજ છે. તેમજ શહેરમાં તેમ ગામડાંમાં શિક્ષક દરકાર કરે તો વગર ખર્ચે અગર જૂજ ખર્ચે અનેક સાધનો પેદા કરી શકે. અમુક વસ્તુથીજ અમુક વાત શીખવી શકાય, અમુક જ્ઞાન માટે અમુકજ પ્રયોગો તેજ વસ્તુથી શીખવવા જોઇએ, એ આગ્રહ, અપૂર્ણ જ્ઞાનને લીધે બંધાયેલો આગ્રહ, દૂર કરવો જોઇએ. શિક્ષકો પદ્ધતિ સમજે અને તેને માટે યોગ્ય વિચાર કરી રસ્તાઓ કલ્પી કાઢવા જેટલી સાધારણ બુદ્ધિનો ઉપયોગ કરે તો આ મુશ્કેલી ઘણે અંશે દૂર કરી શકાશે.

ખર્ચ વધારે લાગે છે તેનું બીજું કારણ એ છે કે એક નાની સુની ચીજ માટે પણ આપણે પરદેશ પર આધાર રાખવો પડે છે. રંગ બતાવનારા ઉનના દડા—જે આપણી કન્યાશાળામાં સાધારણ કન્યા પણ બનાવી શકે, અગર બહુ જૂજ કિંમત અને પ્રયાસથી બીજેથી પણ મેળવી શકાય છે, તેને માટે પરદેશી પેટીજ જોઇએ એવો મોહ છોડી દેવો જોઇએ. આપણા દેશના કારીગરો કાંઈ તદ્દન નકામા કે બુદ્ધિહીણા કે કળાવિહોણા નથી કે લાકડાંની સળી

કે તેના આકારો માટે આપણે પરદેશ પરજ આધાર રાખવો પડે. આ વાત ધ્યાનમાં લઈ યોગ્ય રીતે મહેનત કરવામાં આવે તો તેમાં પણ ખરચનો ઘટાડો કરી શકાય.

આટલું પણ ન બને, અને એટલું સ્વીકારીએ કે તે તે વસ્તુઓ માટે પરદેશ ઉપરજ આધાર રાખવો પડશે; યોગ્યતા, સંપૂર્ણતા, ઉપયોગિતા અને શિષ્ટતા ધ્યાનમાં લેતાં આપણા કારીગરો તે કોટિએ પહોંચે એમ નથી, માટે આપણે તો પરદેશી વસ્તુઓજ ખરીદ કરીશું. આવું વિચારીએ તો ખર્ચ વધારે થાય એ ખરૂં. પરંતુ ખર્ચ વધારે થાય તો પણ શું ? શું આપણો દેશ બાળકેળવણી માટે તેટલો ખર્ચ પણ ન કરી શકે તેવો કંગાળ છે ? મોજ શોખમાં, નાટક ચેટકમાં, અને અનેકાનેક નકામા ખર્ચમાં વપરાતો આપણો લાખે ગણાતો પૈસો ભલે ખરચાય એવી છૂટ મૂકીએ તો પણ બાળકેળવણી માટે જેટલો પૈસો જોઇએ તેટલો બહાળે હાથે ખર્ચાય તેટલી શકિત તો આપણા દેશની છે, એમ કહેવામાં મગરૂરી તો નથીજ એમ સૌ સ્વીકારશે. માત્ર એકજ વાત આગળ કરીએ. મરણ પાછળ-એક દેહના જવા પાછળ-જેટલા પૈસા ખર્ચવામાં આવે છે, તેના દશમા ભાગના પૈસા જીવતા દેહની યોગ્ય કેળવણી માટે ખરચતાં કયો બાપ હાથ સંકોચશે ? એક નિશાળમાં કિન્ડરગાર્ટન સાધનોની ખરીદી માટે બહુ ગણીએ તો હજાર રૂપીઆ તો

બસ થઇ જાય. નિશાળ નાનામાં નાની કલ્પી તેમાં માત્ર વીશજ છોકરાં ગણીએ તો પણ વીશ બાપ મળી પોતાનાં સગાં વહાલાંનાં મરણ પછવાડે ઓછામાં ઓછા દશ હજાર રૂપીઆ તો ખરચતાજ હશે. તેવું ખરચ કરનાર વીશ બાપ મળી પોતાનાં છોકરાં માટે માત્ર એક હજાર રૂપીઆ ન આપી શકે એ માની શકાય નહિં. . માત્ર તેમને તે ખર્ચની જરૂરીયાત બતાવી આપવી જોઇએ, અને તેના લાભ પ્રત્યક્ષ કરી આપવા જોઇએ. જો કામ કરનારા અને લાભ બતાવનારા કાર્યકરો હોય તો પૈસાની ખામીને લીધે કોઇ કામ અટકી પડતું નથી.

પદ્ધતિ ખર્ચાળ હોવાની દલીલમાં બહુ વજુદ નથી, એમ કહીએ તો તેમાં એમત નહિં થાય એવી આશા રાખવામાં અત્યાશાનો દોષ મૂકી શકાશે નહિં.

ત્રીજી દલીલ યોગ્ય શિક્ષક મળતા નથી તે છે. શિક્ષક ન મળે માટે પદ્ધતિ તજવી એ તો ખાવાનું ન મળે માટે સુખે રહી ભૂખે મરવા જેવુંજ ગણાય. શિક્ષક ન મળે તો શિક્ષણશાળા સ્થાપો. શિક્ષકોને પગાર ઓછો પડતો હોય તો પગાર વધારે આપી યોગ્યજ માણસોને તે કામ માટે આકર્ષો. પૈસા આપો, આશા આપો, ઉત્તેજન આપો, માણસોમાં પ્રભુ હોય તો જગાડો અને કર્તવ્યપરાયણ બનાવો; શિક્ષકોને મેળવવા અને યોગ્ય બનાવવા પ્રયાસ કરો-પણ યોગ્ય શિક્ષક નથી માટે પદ્ધતિ

દાખલ કરી શકાય નહિં, એ પાયા વગરની દલીલ આગળ ન કરો એટલુંજ તે વિષે કહેવાનું છે.

વિરૂદ્ધની એ ત્રણ મોટી ગણાતી દલીલોના આ પ્રમાણે જવાબ આપી હવે જેવી તેવી પણ તે પદ્ધતિ આપણી હાલની નિશાળોને પણ લાભકારક છે એમ બતાવાશે.

કિન્ડરગાર્ટન એક વિષય તરીકે બાળવર્ગોમાં દાખલ કરવામાં આવે છે. સાધારણ યોગ્યતાથી પણ તે વિષે દરકાર કરવાવાળા કોઇ નથીજ. માત્ર પ્રસંગે બતાવવા માટે અમુક દેખાવો કરવામાં આવે છે. એક વખત થઇ ગયેલું કામ હર વખ્ત આગળ કરવામાં આવે છે. શિક્ષકે તૈયાર કરેલા નૂકશા આકાર ચિત્રો વગેરેથી ભીંતોને શણગારી તે કામ કેમ જાણે નિશાળના છોકરાઓનું હોય તેવી છેતરપીંડી પણ ઘણા શિક્ષકો ગંભીરતાથી કરી શકે છેઃ આવું આવુંજ બધે છે. કિન્ડરગાર્ટનને યોગ્ય અજમાયશ પણ અપાઇ નથી, છતાં તેનાથી વિરોધ લેવામાં આવે છે, એ ખરેખર વિસ્મયકારક હકીકત છે. ખરી રીતે નહિં તો કાંઇ નહિં, પણ ખોટી રીતે પણ કિન્ડરગાર્ટનના પ્રયોગો નિશાળોમાં દાખલ થાય તો પણ લાભજ છે.

હાલની નિશાળના બાળવર્ગનું કોઇને ભાન હોય તો તે કહી શકે કે બાળવર્ગ એટલે ગડબડાટ, ઘોંઘાટ, કલબલાટ, અને અવ્યવસ્થાનું સ્થાનઃ શિક્ષક નિરાંતે

ખુરશીપર ઉંઘે કે ઘાંટા પાડી કોઈ કોઈ વાર વર્ગમાં પહેરો ભરે. આનું કારણ એ કે વર્ગમાં માત્ર બેજ બાબત શીખવવાની. આંક લખે અને મૂળાક્ષર ઘુંટે. નવાં છોકરાં તો કાયર થઇ જાય. એકથી દશ સુધી– બધા કે પછી થોડા ઘણા–આંકડા શિક્ષક કાઢી આપે તે છોકરાં આખો દિવસ ઘુંટ ઘુંટજ કર્યા કરે. મૂળાક્ષર કાઢી આપે તેનું પણ તેમજ કરવાનું. બે ચાર પાંચ મહિને છોકરૂં આંકડા કે મૂળાક્ષર શીખી જાય, તો તો નશીબદાર. પછી આંક ચાલે અને બારાખડી લખે. નિશાળના પાંચે કલાક આ એકજ જાતનું કામ હોવાથી છોકરૂં કંટાળો પામે અને નિશાળને કેદખાનું સમજે એ સ્વાભાવિકજ છે. આ વર્ગમાં કિન્ડરગાર્ટન પદ્ધતિ દાખલ કરવામાં આવે તો એક મોટો લાભ તો એ કે બે વિષયના કંટાળામાંથી બચી છોકરૂં વિષયની ફેર બદલી દેખે કિન્ડરગાર્ટન એટલે ગીત, વાર્તા, અને કિન્ડરગાર્ટનની બક્ષીસો એ ત્રણ તો હોયજ અને એ ત્રણ દાખલ થાય એટલે બેને બદલે પાંચ વિષય થયા અને તેથી એકનાં એક કામથી થતો કંટાળો તો દૂર થાયજ. ગીત અને વાર્તા શિક્ષકો ગોખાવે છે એ ખરૂં છે. શિક્ષકની લાયકાત નહિં હોઈ તે બીજું કરી શકે નહિં તે પણ ખરૂં. છતાં પણ જો તે વિષયોનો આગ્રહજ રહે તો શિક્ષકને ગમે તેમ તે શીખવવા પડશે, અને તે શીખવા લાગશે એટલે શિક્ષકને બોલવું પડશે, છોકરાં સાથે વાતચિતમાં ભળવું પડશે, અને પરાણે જાગૃત રહેવું પડશે. છોકરાંને પણ પાંચ કલાક

બેઠાં બેઠાં એકનું એક કર્યા કરવું પડતું, તેને બદલે બીજું કામ મળશે, અને જરાક કંટાળો દૂર થશે.

તે તે વિષયો ગોખીને શીખશે તો પણ છોકરાંઓને આડકતરી રીતે શિક્ષણ મળશે. સાથે બોલતાં, મોઢે કરતાં, ઉભા થઇ કામ કરતાં જેટલું શીખશે, તે બધાનો લાભ થયા વિના રહેશેજ નહિં.

શિક્ષક સારો હશે તો તો કામ ઘણુંજ સારૂં થશે, અને છોકરાંને નિશાળ એ કેદખાનું નહિં, પણ 'રમતખાનું' છે એવું પણ ભાન થવા લાગશે. તેટલું નહિં થાય તો જુદા જુદા વિષયો થયાથી કંટાળો દૂર થશે, જાતે કાંઇ કામ કરી શકે છે તે ભાનથી કામમાં મજા આવશે, અને વર્ગમાં જાગૃતિ રહેશે. એ લાભ તો થવાનાજ.

એજ પ્રમાણે પહેલાં ધોરણમાં થોડું થોડું કામ દાખલ કર્યું હશે, તો વિષય ફેરથી થતો આનંદ અને નવા કામમાં પડતી મજા એ બે તો છોકરાંઓ મેળવી શકશે.

કિન્ડરગાર્ટન પદ્ધતિમાં પદાર્થપાઠ અને ડ્રીલ પણ હોય છેજ, એટલે પાંચને બદલે સાત વિષયો થશે. પાંચ કલાકમાં સાત વિષય હોવાથી અરધા પોણા કલાકમાં વિષયનો ફારફેર કરવોજ જોઇશે અને તે ફેરફારથી કંટાળો આપોઆપ ઉડી જશે.

બાળકોની યાદદાસ્ત બહુ તેજદાર હોય છે અને તેથી તેને જે જે મોઢે કરાવવામાં આવે છે તેથી તે શક્તિને કેળવણી મળે છે. સમજ્યા વગર, પોપટ પેઠે યોગ્યાયોગ્યની કદર કર્યા વિના જે બધું મોઢે કરાવાય છે એ સારૂંજ છે, એમ તો કોઈથી કહી શકાય નહિં. પણ ગીત મોઢે કરવામાં તો કશી હાનિ નથીજ એમ બધા સ્વીકારી શકશે. વાર્તામાં શિક્ષકની લાયકાતની ઘણી અપેક્ષા રહે છે અને તેથી બધા શિક્ષક વાર્તા ગમે તેમ શીખવે તેથી લાભજ છે, એમ કહેવાય નહિં પણ વિષય ફેરનો લાભ તો તેથી પણ થવાનોજ એ તો દેખીતું છે.

બીજો આડકતરો લાભ એ છે કે નિશાળમાં કિન્ડરગાર્ટન પદ્ધતિ દાખલ થઈ એટલે હેડમાસ્તરને તે વિષે કાંઈ પણ જાણવાની ફરજ પડશે, અને વર્ગશિક્ષકને પણ શીખવું જોઈશેજ. ફરજથી જન્મ પામતી જીજ્ઞાસા લાભકારક નીવડશેજ અને હળવે હળવે જ્ઞાનનો વધારો થશે. જીજ્ઞાસા, જ્ઞાન અને મહાવરો અરસપરસ ઉત્તેજક થશે અને સદ્‌ગુણોનું પરિપોષણ સત્‌પરિણામને આપનારૂંજ થશે.

શિક્ષક ગમે તેવા અજાણ હોય, પદ્ધતિની સમજ ગમે તેવી અધુરી કે અવળી હોય, તો પણ તેના ફાયદાઓ અમુક અંશે તો થવાનાજ. કિન્ડરગાર્ટન પદ્ધતિમાં એક સાથે કામ કરવાની ટેવ શીખવાય છે. બીજાને માટે દરકાર કરવી પડે છે, એકલા એકલા નહિં, પણ સમસ્ત વર્ગની સાથે ચાલવું, કામ

કરવું પડે છે. અને પોતે એક જૂદી વ્યકિત નથી પણ સમુદાયમાંનું એક અંગ છે એ ભાન પોતાની મેળેજ આવે છે. ગીત સાથે બોલાવાય તેમાં આ વિચારો બાળકહૃદયમાં અસ્ફુટ રીતે પણ પ્રવેશ પામ્યા વગર રહેતા નથી. વાર્તા કહેવાય તેમાં પણ બીજા સમજ્યા કે નહિં અને વાર્તા એક માટે નહિં, પણ બધા માટે કહેવાય છે, માટે બધાની દરકાર કરવી જોઇએ, વગેરે વગેરે સમજ વગર કહે અને વગર જાણ્યે પણ બાળકહૃદયમાં ઉંડા ઉંડા બીજ રોપતી રહે છે.

સોટીના સુસવાટા સિવાય પણ શિક્ષકના હુકમને તાબે થવુંજ જોઇએ, એ ભાન,—ડ્રીલના હુકમ અપાય ત્યારે, સૌ સાથે કિન્ડરગાર્ટનની બક્ષીસોની રમત થતી હોય ત્યારે, અને બીજા ઉદ્યોગોને વખતે થતું હોવાથી અધીનતાની જરૂરીયાત અને તેવાં વર્તનની ટેવ પડયા વિના રહેતી નથી.

અલબત, શિક્ષકની યોગ્યતા ઉપરજ આ બધા ગુણોની સફળતાનો મુખ્ય આધાર છે. પરંતુ ઉત્તમમાં ઉત્તમ હિત ન થાય માટે થોડું ઘણું પણ હિત ન કરવું એ ન્યાય કોઇ પણ વિચારશીળ પુરૂષ તો સ્વીકારેજ નહિં; અને તેથીજ એમ આગ્રહ કરવામાં આવે છે કે હાલની અસંતોષ આપનારી સ્થિતિમાં પણ કિન્ડરગાર્ટન પદ્ધતિ દાખલ કર્યાથી લાભ તો છેજ અને તેથી તેને માટે થયેલો અભાવ અને કરવામાં આવતો વિરોધ ટુંકી દૃષ્ટિથી જન્મ પામેલ હોવાથી તેને નાબુદ કરવાની જરૂર છે.

---

# કિન્ડરગાર્ટન સફળ થાય માટે લેવા જોઇતા ઉપાયો.



કિન્ડરગાર્ટન પદ્ધતિ અત્યાર સુધી સફળ કેમ નથી ગણાતી એ પ્રશ્નનો જવાબ આગળના ઉલ્લેખો-માંથી મળી આવશે. તો પણ તેનાં મુખ્ય બે કારણો એક વાર ફરીથી જણાવવાની જરૂર છે.

પહેલું કારણ તો એ કે કિન્ડરગાર્ટન એ એક પદ્ધતિ છે, એમ ન સમજતાં તેને એક વિષયજ ગણી લેવામાં આવ્યો છે. આંક, વાંચન, લેખાં, ભૂગોળ કે તેને મળતો કિન્ડરગાર્ટન એ એક વિષય નથી. ટાઇમ ટેબલમાં હમણાં જુદો દર્શાવાય છે. પરીક્ષામાં તેને માટે જૂદા દોકડા આપવામાં આવે છે, વિઝિ-ટરો કિન્ડરગાર્ટન થાય છે કે એવા પ્રશ્ન પૂછે છે. એ બધું પુરવાર કરે છે કે ગુજરાત આખું કિન્ડર-ગાર્ટનને એક સ્વતંત્ર—અલગ—શિક્ષણીય વિષય તરીકે સ્વીકારે છે. આ ગંભીર ગેરસમજ છે અને તેવી સમજને લીધે નૉર્મલ કલાસોમાં શિક્ષકોને બક્ષિસોના પ્રયોગોજ માત્ર શીખવાય છે અને તેવી રીતે તૈયાર થયેલા શિક્ષકો છોકરાંઓને એકાદ બે રમતો શીખવી એટલે કિન્ડરગાર્ટન થયું એવું સમજી સંતુષ્ટ બની બેસી રહે છે, અને પોતાની નિશાળમાં કિન્ડરગાર્ટન શીખવાય છે એવું અભિમાન ધરાવે છે.

કિન્ડરગાર્ટન એ એક વિષય નથી; તેની બક્ષીસો-માંજ કિન્ડરગાર્ટન સમાઈ જાય એવું નથી; પણ કિન્ડરગાર્ટન એ તો એક પદ્ધતિ માત્ર છે. જેમ લેખાં માટે કુંચીઓ આપવામાં આવે છે, તેમ કિન્ડરગાર્ટન શીખવવા માટે બક્ષીસો એ તો કુંચીઓ છે, પદ્ધતિ બતાવનારા રસ્તા છે, મહાવરા માટે તૈયાર કરેલ પ્રયોગો છે. પણ તે પ્રયોગો તેજ કિન્ડરગાર્ટન નથી. કિન્ડરગાર્ટન તો આગળના ઉલ્લેખમાં જણાવાઈ ગયું છે તેમ પ્રભુએ બાળકને આપેલી સર્વ ઇન્દ્રિય અને શકિત, લાગણી અને ભાવ, વિચાર અને બુદ્ધિ એ સર્વને કેળવવાનો સરળમાં સરળ, સીધામાં સીધો, ટુંકામાં ટુંકો માર્ગ બતાવનાર પદ્ધતિ છે. કુદ્રતજ તે કેળવણીની શરૂવાત બાળક યોગ્ય થાય કે તુર્ત કરી દે છે. કિન્ડરગાર્ટન પદ્ધતિ કુદ્રતને મદદ કરવાના રસ્તાઓ બતાવે છે; મનુષ્યની બેદરકારી દૂર કરે છે; પ્રતિકૂળ સંજોગોથી ઉત્પન્ન થતી મુશ્કેલીઓ ખસેડે છે, અને કુદ્રતનો કેળવવાનો માર્ગ સીધો, સાફ, સરળ બનાવે છે. આવી રીતની એ માત્ર એક પદ્ધતિ છે પણ વિષય નથી એ જ્ઞાન શિક્ષકોને થાય ત્યારે તેમની આંખ આગળની અંધારી દૂર થાય, અને ઘાણીના બળદની પેઠેની તેઓની ચીલામાં ચલનારી પ્રવૃત્તિ ખરે રસ્તે જનારી થાય. આવું જ્ઞાન થયા વિના પોતે કયાં ભુલ કરે છે એ તેઓ સમજે નહિં, અને દોષ કે ભુલની સમજ વિના સત્ય જ્ઞાનનાં કિરણો પ્રવેશ પામી શકે નહિં. માટે કિન્ડરગાર્ટન પદ્ધતિ સફળ થવા માટે પહેલો ઉપાય તો એ છે કે કિન્ડરગાર્ટન

એ એક નિરાળો વિષયજ માત્ર નથી, પરંતુ સર્વ વિષયને સ્વાભાવિક રીતેજ શીખવવાનો માર્ગ બતાવનાર પદ્ધતિ છે એ જ્ઞાન પાકું અને દૃઢ થવું જોઇએ.

બીજો ઉપાય એ છે કે શિક્ષક સમસ્ત અને કેળવણી ખાતાં સાથે સંબંધ રાખનાર બધા અધિકારીઓએ ખાસ લક્ષમાં લેવું જોઇએ કે કિન્ડરગાર્ટનની ફ્રોબેલની આપેલી બક્ષીસો તેજ સ્વરૂપે શીખવવી જોઇએ એવો આગ્રહ નકામો છે—નકામોજ નહિં પણ અનર્થકારી પણ છે. ફ્રોબેલે પોતાના દેશકાળાનુસાર ત્યાંના લોકોની રીતભાત, કેળવણી, વૃત્તિ વગેરે ધ્યાનમાં લઇ બક્ષીસો ઘડી કાઢી તે બધી તેના તેજ રૂપે આંહિં પણ દાખલ કરવીજ જોઇએ, તે દાખલ ન કરીએ તો કિન્ડરગાર્ટન ન કહેવાય, એવી સમજ જો કોઇની હોય તો તે દૂર થવી જોઇએ. કિન્ડરગાર્ટન પદ્ધતિ કેળવણીની સ્વાભાવિક પદ્ધતિ છે એમ સમજવામાં આવે એટલે ઉપરની વાત સમજતાં મુશ્કેલી નહિં પડે. દેશ દેશની કેળવણી માટે દેશકાળાનુસાર પૃથક પૃથક સ્વરૂપ સ્વીકારે છે, અને દેશ દેશના સ્વભાવ જુદા હોઇ કેળવણીની સ્વાભાવિક પદ્ધતિના પ્રયોગો પણ જુદા જુદાજ હોવા જોઇએ.

અલબત, તેવા પ્રયોગો કલ્પવા એ કાંઇ સાધારણ બુદ્ધિનું કામ નથી. સર્વમાન્ય પ્રયોગો—અને લાભકારક પ્રયોગો ન કલ્પી શકાય અને હિન્દની કિન્ડરગાર્ટન પદ્ધતિ માટે હિન્દને યોગ્ય માર્ગો બતાવનાર કોઇ પ્રતિભાશાળી પુરૂષ નીકળી ન આવે,

ત્યાં સુધી આપણે ફ્રૉબેલનીજ બક્ષીસોનું અધ્યયન જારી રાખવું, અને એમ પણ સંભવે કે જતે દહાડે આપણને તેની તે બક્ષીસો અનુકૂળ છે એમ પણ જણાય. તેવું થાય તો હાનિ કશી નથી. પરંતુ તેવું જાણવામાં ન આવે કે સ્વીકારી ન શકાય ત્યાં સુધી તે બક્ષીસો બરાબર બંધબેસતી નથી એ વિચાર મગજમાં રાખી બંધબેસતા પ્રયોગોની" શોધમાં વિચારકોએ મન્દપ્રયત્ન રહેવું જોઇએ નહિં.

કિન્ડરગાર્ટન પદ્ધતિ સફળ કરવા માટે ત્રીજો ઉપાય એ છે કે શિક્ષકે જાણવું જોઇએ કે કિન્ડરગાર્ટન પદ્ધતિ કાંઇ સ્વર્ગમાંથી ઉતરી આવેલો ચમત્કાર નથી. આપણે કદી નહોતા જાણતા તેવું નવું 'રત્ન'—સમુદ્ર મંથનથી નીકળેલાં ચૌદ રત્ન ઉપરાંતનું આ પંદરમું રત્ન—નથી. તે પદ્ધતિથી જે જે લાભ કહ્યા છે તે આપણને કદી નહોતા મળતા તેમ નહોતું. તેના માર્ગો આપણને તદ્દન અજાણ્યાજ હતા એમ પણ નહોતું. આપણે ત્યાં તેના કાંઇ કાંઇ અંશો દૃષ્ટિ-ગોચર થાય છે—થતા આવ્યા છે. પૂર્વકાલીન પદ્ધ-તિમાં તે અંશો કાંઈક વધારે દીપતા તેજથી પ્રકાશ આપતા હતા. હમણાં હમણાં દેશના વિચાર, વલણ અને વર્તનનાં વલોણાંના સમયમાં તેમનું તેજ ઝાંખું થયું. બાહ્ય સ્વરૂપને પૂજવાની આપણી એક મોટી કટેવ—તે સ્વરૂપનાં અંતર્ગત સત્ય સ્વરૂપને જાણવાની આપણી બેદરકારી અને જીજ્ઞાસા વૃત્તિને પણ દબાવી દેનારી આપણી અંધ શ્રદ્ધાળુતાની મૂર્ખતાને લીધે આપણે આપણા રસ્તાને વિસરી

ગયા. અને વિસ્મરણની વીડીમાં ઢંકાઇ ગયેલી પગથી શોધવાની કડાકુટ કરવાને બદલે નવી સડકો મળતાં તેનાપર દોડવા લાગ્યા. પરિણામ એ આવ્યું કે આપણને બધું નવુંજ નવું દેખાવા લાગ્યું અને તેથી બધું નવેસરથી શીખવાની ફરજ પડી. આપાણું વંશપરંપરાપ્રાપ્ત જ્ઞાન નિરૂપયોગી થયું અને હળવે હળવે નાબુદ થયું.

નવા જમાનાની સરકારી નિશાળો થઈ તે પહેલાં પંડયાની નિશાળો હતી, અને તે નિશાળોમાંના કાંઈ કાંઇ પ્રયોગો કિન્ડરગાર્ટન પદ્ધતિના પ્રયોગોને મળતા હતા, એમ હિંમતથી કહી શકાય તેવું છે. પાટીપર ધૂડ નાખવા માટે ધૂડને ચાળવી એ નવા વિચારથી અંજાયેલાને મતે ગંદું ગણાયું—પણ વીશમી બક્ષીસમાં માટી-ગારાના-આકારો બનાવવા એ ગંદું ગણાતું નથી; જોકે બંનેમાં કાંઇક અંશ મળતા કહી શકાય તેવું છે. વતરણાંથી લખવું અને કિન્ડરગાર્ટન સ્કુલમાં દરેક છોકરાંને માટે જૂદું જૂદું કાળું પાટીયું રાખવું અગર કાળાં પાટીયાં જેવી ભીંત બનાવી દરેકને જૂદો જૂદો ભાગ આપવો, એ બેમાં પણ કાંઇક મળતાપણું જોઇ શકાશે. સાંજે ગામ બહાર દેવદર્શને મહેતાજીની સાથે જવું અને સ્કુલ કમ્પાઉન્ડમાં 'માર્ચ' વગેરે રમતો કરાવવી એમાં પણ સામ્ય-ખુલ્લી હવા, કસરત, સર્વ સાથે મળવા-ભળવાના પ્રસંગ, શિક્ષકની સાથે હોવાનું ભાન, એ બાબતોમાં—ગણી શકાશે. કકો કેવડો, બાવીએકા બાવીય, બઉની રોટલી ચાવીય, બાવી દુ ચુમાળી, લઉની રોટલી સુંવાળી વગેરે

યાદદાસ્તને મદદ કરનારી ઉક્તિયોમાં અને કિન્ડરગાર્ટન પદ્ધતિમાં બતાવેલી સ્મૃતિને મદદગાર ગણાતી રીતમાં પણ સરખાપણું લાગ્યા વગર રહેશે નહિં.

નાનાં છોકરાંને હસાવવા રમાડવા ગીતો અને વાર્તાઓનો ઉપયોગ આપણા તરફની માતાઓ અને દાદીઓ કરે છે, એ પણ કાંઇ કોઇથી અજાણ્યું નથી અને આજના જમાનામાં એવા પુરૂષો મળવા મુશ્કેલ નહિં હોય કે જેનું ધર્મનું અને પુરાણોનું જ્ઞાન મોટી માની વાર્તાથીજ મેળવાયું હોય. અણસમજુ- તદ્દન નાનાં બાળકો પણ વાર્તા સાંભળવા કેવા આનંદથી બેસે છે, અને એકધ્યાન થઇ કેવા રસથી સાંભળે છે એ પણ કોઇ કોઇના અનુભવની વાત હશે.

છોકરીઓને તુળશી વ્રતમાં અને કાજળી ત્રીજ, તાપી સાતમ વગેરે વ્રતોમાં વાર્તાઓ મોઢે કરવાની, વારંવાર સાંભળી બીજાને કહેતાં શીખવાની—ટેવ પડાવવામાં આવે છે. હોળીના વખતમાં, ગોરના વખતમાં અને દિવાળી આદિ તહેવારોમાં કે લગ્નસરાને ટાંકણે રંગોળીઓ પુરતાં, રંગી વિરંગી સાથિયા પૂરતાં, ચોક ચુંદડી વગેરે કાઢતાં, ‘ માંડલાં ’ કરતાં અને એવાં એવાં રંગ અને આકારનાં જુદાં જુદાં ચિત્રો કાઢતાં શીખવવામાં આવતું અને તે દ્વારા પણ કિન્ડ-રગાર્ટનમાં રંગ, આકાર તથા ડ્રૉઇંગનું જે જ્ઞાન આપવામાં આવે છે તેવું કાંઇક આપણી તરફ પણ થતું.

આ લખાણથી એમ સમજવાનું નથી કે ઉપર કહેલી બાબતો શીખવાતી માટે કિન્ડરગાર્ટન પદ્ધતિ

આપણે ત્યાં હતી. તેવું તો કશું હતુંજ નહિં. બાળ કેળવણીની બાબતપર ગંભીર વિચાર કરવાનું આપણે ત્યાં ભાગ્યેજ કોઈને સુઝયું હોય. કિન્ડરગાર્ટન પદ્ધતિ તો આવા આવા રસ્તા અને બાળકના મનપર તેની અસર, તેવા રસ્તાની જરૂર, તેવા રસ્તાઓમાં સર્વોપયોગી અને કેવળ લાભકારક કયા કયા થઇ શકે તેનો વિચાર, સ્વાભાવિક વલણોને મદદ કરવાનાં સાધનો વગેરે વગેરે અનેક બાબતોનો શાસ્ત્રીય પદ્ધતિથી વિચાર કર્યા પછી મૂર્ત્તિમાન થયેલી એક નવી જાતનીજ પદ્ધતિ છે, એટલે કેટલાક હિન્દુઓમાં મનાય છે તેમ એ પણ અમારામાં હતું—એવા કોઇ મિથ્યાભિમાની ગ્રહથી આ લખવામાં આવ્યું નથી. કિન્ડરગાર્ટન પદ્ધતિ જેવું તો કાંઈ નહોતું. પણ તે પદ્ધતિ 'તદ્દન નવીજ છે—આપણને અનુકૂળ નથી—આપણે તેને માટે પ્રયોગો કરી શકીયે નહિં—એવા એવા ખોટા અભિપ્રાયોનું નિરસન કરવા માટે ઉપરની હકીકત આપવામાં આવી છે. તે ઉપરથી જણાશે કે કિન્ડરગાર્ટન પદ્ધતિ આપણે યોગ્યતાથી દાખલ કરી શકીયે તેવું છે.

કિન્ડરગાર્ટન પદ્ધતિ સફળ કરવા માટે ચોથો ઉપાય એ છે કે ફ્રોબેલ અને પેસ્ટલોઝી બેનાં જીવન અને તેઓએ કરેલાં કામ અને મેળવેલા અનુભવનો અભ્યાસ કરી કિન્ડરગાર્ટન પદ્ધતિ જેવી ફ્રોબેલે બનાવી છે તેવીનો સંગીન અને સંપૂર્ણ અભ્યાસ કરવો જોઇએ. તે પદ્ધતિના સ્થાપનારના આશય અને તે પદ્ધતિ એ બંનેની ખરી માહિતી મેળવ્યા વિના જે પ્રયાસો

અને પ્રયોગો કરીએ એ બધા અર્ધદગ્ધના કુપ્રયાસો પેઠે વિડમ્બના રૂપજ થાય. તે બે શિક્ષણ ગુરૂઓનાં જીવન સંબંધે સારૂં જ્ઞાન મેળવવામાં આવે, તેમના શિક્ષણના જુદા જુદા પ્રયોગો, તેમની નિશાળ, તેમને ભોગવવી પડેલી મુશ્કેલીઓ, તેમના વખતમાં તેમનાં કામ માટે બેદરકારી અને ઈર્ષા વગેરેનાં જ્ઞાનથી દરેક શિક્ષકને ઘણું ઘણું જાણવાનું મળે તેવું છે. ઘણીવાર શિક્ષકો પોતાની નિશાળમાંની જૂજ સંખ્યાની, મદદનીશ ઉપશિક્ષકોની કાર્યમંદતાની, લોકો તરફથી નડતાં વિઘ્નોની, છોકરાઓની ચાલુ રહેતી આવજાની, અને એવી અનેક રીતની ફર્યાદો કરે છે—અને તે ફર્યાદો ખોટી હોય છે એવું પણ હોતું નથી—છતાં પણ જેને શિક્ષણ કાર્યમાં લગની લાગેલી હોય છે, જેઓ વિઘ્નોની દરકાર કર્યા વિના પોતાના નિશ્ચિતાર્થને મેળવવા પ્રયત્ન કર્યા કરે છે તેમને અવશ્ય વિજય મળે છે એમ આ બે શિક્ષણગુરૂનાં જીવન બહુ ઉજળી રીતે બતાવી આપે છે. તેથી એ બંને શિક્ષણ ગુરૂઓનાં જીવનનો અભ્યાસ દરેક શિક્ષકને માટે ખાસ આવશ્યક છે. વળી, મનુષ્ય જીવન અનુકરણથીજ ઘડાય છે, સુધરે છે કે બગડે છે, એ તો સર્વમાન્ય સત્ય હોવાથી એટલું તો દરેક વાચક કબુલ કરશે કે તેના જેવા નમુનારૂપ શિક્ષકોનાં દૃષ્ટાંતથી આપણો આદર્શ ઉચ્ચ, શુદ્ધ, સ્પષ્ટ અને સુંદર બનેજ—આ જીવન ઉપરાંત તેમનાં જીવન કાર્યની પરમ પરિણતિરૂપ આપણને મળેલી કિન્ડરગાર્ટન પદ્ધતિનો પણ ખાસ અભ્યાસ જરૂરનો

છે. પદ્ધતિની પિછાન માટે તેના પ્રયોગો શીખવા એ આવશ્યકજ છે. તે પ્રયોગોના શ્રદ્ધાપૂર્ણ અભ્યાસ-સિવાય તેમનું રહસ્ય અને પદ્ધતિનું ખરૂં હાર્દ સમજી શકાય નહિં. માટે તે તે પ્રયોગોનું સંપૂર્ણ જ્ઞાન હરેક શિક્ષકને જરૂરનું છે. તેના તેજ પ્રયોગો આપણાં બાળકોને શીખવવાજ જોઈએ એ આગ્રહની જરૂર નથી. શીખવવામાં નવીન પ્રયોગો—આપણાં બાળકોને રૂચે અને અનુકૂળ પડે તેવા પ્રયોગો—કલ્પ-નાર શિક્ષક દેશને મોટો લાભ આપનારો ગણાશે. પણ નવીન પ્રયોગો કલ્પનારે પણ પહેલાં કિન્ડરગાર્ટન પદ્ધતિ સાદ્યન્ત અને સંપૂર્ણપણે જાણવીજ જોઇએ. તે જાણવા માટે મોટી મુશ્કેલી પુસ્તકોની છે. અને પુસ્તકોની બાહ્ય મુશ્કેલી કરતાં વાંચનના શોખનો અભાવ એ આંતર મુશ્કેલી વધારે મોટી છે. આંતર મુશ્કેલીનો તો ઉપાય નથી. શિક્ષકોનાં જીવન કંઇક શાંત અને સ્વસ્થ થઇ શકે તેટલું આજીવિકા—સાધન તેઓને આપવામાં આવે, શિક્ષકોનો ધંધો ખરી દેશસેવા અને જનસેવા હોવાથી તેજ પ્રભુસેવાનો ઉત્તમ પ્રકાર છે, એમ શિક્ષકોને સમજાવવામાં આવે, શારદા સેવકો કંગાળમાં કંગાળ હોય તો પણ ધનભર્યાં ધંધા સેવકોના કરતાં પણ સંસારમાં વધારે ચઢીયાતા છે એમ શિક્ષકો અનુભવી શકે, અને શિક્ષકોના હૃદયમાં વસતો પ્રભુ સદ્ અભિલાષનાં લક્ષ્ય બતાવી, અને સદ્‌બોધના પ્રકાશ પૂરી, જગાડવામાં આવે, તો આંતર મુશ્કેલી તો આપોઆપ દૂર થશે એ નિઃસંશય છે. બાહ્ય મુશ્કેલી દૂર કરવા માટે યોગ્ય

પુસ્તકો અને લખાણોની જરૂર છે. હમણાં કિન્ડરગાર્ટનનાં જે જે પુસ્તકો પ્રચલિત છે તે પૂરતાં નથી. ગુજરાત શાળાપત્રના અમુક લેખો સિવાય પદ્ધતિ સમજાવનારાં લખાણો બહુ થોડાં છે. પુસ્તકો છે તે કાં તો તરજુમા અને નહિ તો અનુકરણ રૂપ ગાયન અને અસુલભ શૈલી કે વિવેચનવાળાં છે. અલબત, છપાયેલાં પુસ્તકોથી કિન્ડરગાર્ટનનો વિષય જળવાઈ રહ્યો છે અને જીજ્ઞાસુને માર્ગદર્શનમાં તેથી મદદ મળી છે, અને મળશે, એ ખરૂં છે; તો પણ તેટલાંજ પુસ્તકો પૂરતાં નથી. ચર્ચાની વિવિધતાવાળાં, રહસ્ય સમજાવવાની સુલભ શૈલીવાળાં, જૂદે જૂદે રૂપે પણ અનુકૂળ રીતિએ તેની તે વાત ઠસાવનારાં— અસંખ્ય પુસ્તકોની હજી જરૂર છે. કિન્ડરગાર્ટન પદ્ધતિ સફળ કરવા માટે બીજા બધા ઉપાયો સાથેજ— એથી પણ વધારે કહીએ તો—બીજા બધા ઉપાયો કરતાં પણ—પ્રથમ હાથ ધરવા લાયક—આજ ઉપાય છે.

આપણામાં એક એવો ખોટો વિચાર ઘર કરી રહ્યો છે કે એકાદ પુસ્તક વાંચ્યું એટલે તે વિષયમાં આપણે નિષ્ણાત થઈ ગયા. ટ્રેઇન્ડ શિક્ષકો માને છે કે ત્રણ વર્ષ ટ્રેઈન થયા એટલે તો ઉત્તમ શિક્ષાગુરૂ થઈ ગયા; ગ્રેજ્યુએટો માને છે કે બી. એ. થયા એટલે તો વિદ્વાન બની ગયા; તેમજ નવી વાત શીખનારા એમજ સમજી બેસે છે કે તે વાતનું એકાદ પુસ્તક વાંચ્યું એટલે પારંગત થયા. આ ભૂલ તૂર્ત સુધારવા જેવી છે. ખરાં જ્ઞાન માટે તો બને તેટલું વધારે વાંચવું જોઇએ અને હાલ તો કિન્ડરગાર્ટન પદ્ધતિ

માટે એટલુંજ કહેવું જોઇએ કે જેણે બહાર પડેલાં તમામ પુસ્તકો જોયાં નથી તેણે પદ્ધતિનો અભ્યાસ કર્યો એમ કહેવાયજ નહિં. બધાં પુસ્તકો સારી રીતે વાંચી લેવાય તોજ અને ત્યારેજ વિષય દૃઢ થાય છે અને પછીજ કાંઇક નવું સુઝે છે. આપણા સુવિજ્ઞાત પ્રોફેસર ગજ્જર એક સૂત્રમાંજ આ સત્ય સમજાવે છે. તે કહે છે કે સઘળાં મોટાં કાર્યોમાં 98 per cent perspiration and 2 p. c. inspiration હોવા જોઇએ; અર્થાત્ ૯૮ ટકા મહેનત અને ૨ ટકાજ પ્રભુદત્ત પ્રતિભા. મોટાં કાર્યોમાં પ્રભુદત્ત શક્તિ જોઇએ એમ માનવું સંપૂર્ણપણે સાચું નથી: તેવી શક્તિનો હિસ્સો તો માત્ર ૨ ટકા જેટલોજ છે. ૯૮ ટકા તો મહેનતનાજ છે. અને કાર્ય કરનાર દરેક જણ સ્વીકારશે કે ૯૮ ટકા મહેનત થાય છે તો શક્તિના બે ટકા પ્રભુ આપ્યા વિના ઘણું કરીને રહેતો નથી; અને કદાચ તેટલી શક્તિ ન આવે તો પણ ૯૮ ટકા મહેનત નકામી જતી નથી. કાંઈ નવું ન કરી શકાય તોપણ તેટલી મહેનતથી સંપૂર્ણતાની નજીક તો આવી શકાય છેજ. માટે છેલ્લો અને વહેલો ઉપાય તો એજ છે કે દરેક જણે બને તેટલી મહેનત લઇ જે કાર્ય લીધું હોય તેનું મળે તેટલું જ્ઞાન પ્રાપ્ત કરવા તત્પરજ રહેવું.

---

૫

# કિન્ડરગાર્ટન બક્ષીસો.

ફ્રોએબલનો કિન્ડરગાર્ટન અભ્યાસક્રમ શો છે, એ તો ઘણાખરા શિક્ષકોના જાણવામાં હશે. ગુજરાત શાળાપત્ર, વસન્ત વગેરે માસિકોમાં તથા શિશુશિક્ષણ તથા કિન્ડરગાર્ટનના નામથી છપાયેલાં પુસ્તકોમાં તે ક્રમ વિગતવાર આપવામાં આવ્યો છે. અને શિશુશિક્ષણમાં તો બધી બક્ષીસો કેમ શીખવવી એ વિગતવાર બતાવ્યું છે. પરંતુ તે બધું અંગ્રેજીનાં ભાષાન્તરો રૂપેજ છે. અંગ્રેજી ભાષાન્તરમાં યૂરોપી નિશાળો અને આપણી નિશાળો વચ્ચેનો ભેદ બહુ ધ્યાનમાં રાખી શકાય નહિં અને તેથી તે તે પુસ્તકો સર્વાંશે ઉપયોગી થઇ પડતાં નથી. ગુજરાત માટે કિન્ડરગાર્ટનનાં પુસ્તકોનું ભાષાન્તર નહિ, પણ રૂપાન્તર જોઇએ છીએ. તે તો તૈયાર કરનાર કોઇ નીકળે ત્યારે ખરો. આ પ્રયાસ કરનારને તો તે વિષયનો જોઇએ તેટલો પુરો અભ્યાસ નહિ હોવાથી તે પોતે માર્ગદર્શક થવા ઉપરાંત વધારે ધૃષ્ટતા ધારણ કરી શકે એમ નથી.

આ લેખો વાંચી કોઇ અભ્યાસી વિષયનિષ્ણાત થઇ ગુજરાતની કેળવણીના પ્રકરણમાંનો એક મોટી ખોટ પુરી પાડવા તૈયાર થશે તો આ પ્રયાસ પૂર્ણ સાફલ્ય મેળવી શક્યો એમ મનાશે.

પરંતુ તેવું કાંઇ ન થાય ત્યાં સુધીમાં બક્ષીસો કેમ શીખવવી—આપણી હાલની નિશાળોમાં કેમ શીખવવી–તે જરાક બતાવવાનું જરૂરનું માન્યું છે.

પરંતુ તે બક્ષીસો કેટલી છે, કઈ કઈ છે, તેનો ક્રમ શો છે, વગેરે બતાવ્યા વિના તેને આપણી નિશાળોની યોગ્યતા પ્રમાણે ઘટાવવામાં મૂળ વિષયનું અજ્ઞાન રહી જાય એટલા માટે આ ઉલ્લેખમાં તે બક્ષીસો કઈ કઇ છે એ ગણાવી-જરાક ઉપર ઉપરથી સમજાવી-જવા પ્રવૃત્તિ થઈ છે.

ફ્રોબેલે રમત દ્વારાજ શીખવવાનું ધાર્યું હતું. એટલે પોતાના ક્રમના વિભાગને પાઠ નામ નહિં આપતાં બક્ષીસ-gifts-એવું નામ આપ્યું.. છોકરાંને રમવા માટે બક્ષીસ તરીકે રમકડાં આપવાની રીત જાણીતી છે. તે ઉપરથી રમકડાંની બક્ષીસ એવું નામ રાખી ટુંકામાં બક્ષીસ એમ કહેવામાં આવે છે.

તેવી બક્ષીસ ૨૦ છે તે બક્ષીસો અમુક શાસ્ત્રીય ક્રમ પ્રમાણે ગોઠવાઇ છે. અને તે શીખવનારે તે ક્રમની જરૂરીઆત અને તે ક્રમની અંદર રહેલું શાસ્ત્રીય તત્ત્વ સમજવાની જરૂર છે, પરંતુ એ સંબંધે વિસ્તાર તો સ્વતંત્ર પુસ્તકમાંજ થાય એ ઇચ્છવા જોગ છે, એમ માની હમણાં તો તે બક્ષીસોની ગણતરી સંક્ષેપમાં કરીશું.

પહેલી બક્ષીસમાં જુદા જુદા રંગના છ દડા છે. એક પેટીમાં તે રાખવામાં આવે છે. પેટીની ઉપર પટ્ટીનું નાનું સરખું માળખું કરી તેમાંની આડી પટ્ટીમાં છ કાણાં રાખી તે કાણાંમાં દડાને એક

ઢુંકી સરખી દોરી જે દડાની સાથેજ ગંઠી રાખવામાં આવી હોય છે તેથી લટકાવવામાં આવે છે. તે દડાને આમતેમ હલાવવા અને તેથી છોકરાંને ગમ્મત પડે તેવી રીતે તે તરફ આકર્ષવાં; પછી હળવે હળવે દડાના આકાર, રંગ વગેરે ગુણોની વાત કરી, છોકરાંને દડા સંબંધે સંપૂર્ણ જ્ઞાન આપવું; એવો હેતુ સમાએલો છે. દડાને દર વખત પેલી પટ્ટીમાંજ લટકાવી રાખવાની જરૂર નથી. દોરીથી હાથમાં પકડી, હલાવવાની, ફેંકવાની વગેરે રમતો કરી શકાય છે.

બીજી બક્ષીસમાં આકારનું વધારે જ્ઞાન આપવા માટે એક પેટીમાં કેટલાક આકારો—લાકડાના બનાવેલા છે. પહેલી બક્ષીસ સાથે તેનો સંબંધ છે, એવું બતાવવા માટે લાકડાનો ગોળ દડો—ગોળો—તેમાં રાખવામાં આવ્યો છે. તેની સાથે ઘન, નળાકાર, શંકુ એવા વધારે આકાર રાખવામાં આવેલા છે. દડાની સાથે તે બધાનો મુકાબલો કરી સામ્ય અને ભેદનાં તત્વો સમજાવવાં; દરેક આકારને લોઢાંની એક નાની સરખી કડી હોય છે, તેને દોરો બાંધી લટકાવવા, ફેરવવાથી આકારમાં જે કાંઇ ફેર પડે—જુદાપણું દેખાય—તે તરફ ધ્યાન ખેંચવું; ગબડાવવાથી, દોરી બાંધી ફેરવવાથી, હાથમાં પકડવાથી વગેરે જુદી જુદી રીતે પહેલી બક્ષીસના દડા સાથે તેનો સંબંધ જોડી, બધા આકારોનું સંપૂર્ણ જ્ઞાન આપવું; એ આ બક્ષીસના હેતુ છે.

ત્રીજી બક્ષીસમાં એક ઘનના આઠ ઘન કરેલા છે. ચોથીમાં એક ઘનના ઇંટો જેવા આઠ કટકા

છે, પાંચમીમાં નાના ઘનના પા અર્ધા ભાગ અને છઠ્ઠીમાં પણ તેવી રીતે ભાગ વિભાગ રાખવામાં આવેલા છે. આ બધી બક્ષીસો આકારો બનાવવા માટે વાપરવાની છે. છોકરાંઓને ભાંગવા ફોડવાનું અને કટકાઓને ફરી ફરી ગોઠવવાનું બહુ ગમે છે, તે ધ્યાનમાં લઇ સહેલા આકારોથી શરૂવાત કરી અઘરા અઘરાં આકારો આ બક્ષસો દ્વારા શીખવાય છે.

સાતમી બક્ષીસમાં જુદા જુદા રંગની, જુદા જુદા આકારની તક્તીઓ છે. ઘન અને તેના. ભાગ એ મોટા આખા આકારો હતા. હવે માત્ર ચપટા ઘનના પૃષ્ટને મળતા આકારો લેવામાં આવ્યા છે. અને તે પછી ઘનની કોર જેવી સળીઓ લઇ, આઠમી બક્ષીસમાં સળીના આકારો કરવાના છે. નવમીમાં ગોળ અર્ધગોળ એમ જુદા . જુદા વાંકવાળી કડીઓ છે, અને દશમી તો આ બધીથી આગળ વધી જે કાંઇ જોયું, રમત કરી, તેને કાગળ પર ચીતરતાં શીખવે છે.

અગ્યારમી બક્ષીસમાં, આપેલા આકારોમાં બતાવેલાં બિંદુઓએ કાણાં પાડવાનાં છે, અને તે પછીની બારમી બક્ષીસમાં તે કાણામાં સોયની મદદથી દોરા ઘાલી ભરત ગુંથણની શરૂવાત કરી શકાય છે. તેરમી બક્ષીસ કાગળ વાળી તે કાપવાનું શીખવે છે, અને ચૌદમીમાં કાગળની સાદડી ગુંથવાનું કામ છે. પંદરમીમાં મોટી મોટી ચીપો

ને એક બીજાને આધારે રહે તેમ ગોઠવી આકારો બનાવવાના છે, અને સોળમીમાં એકજ ચીપ વડે આકાર કરવાના છે. સત્તરમી બક્ષીસમાં કાગળની લાંબી પટીઓને વાળીને આકારો બનાવવાના છે. અઢારમીમાં કાગળના કકડાઓ વાળીને વહાણ ચશ્માં, ખડીઓ વગેરે આકારો કરતાં શીખવવાનું છે. ઓગણીસમીમાં સળીથી કરેલા આકારોને પલાળેલા વટાણામાં ખોસી તે આકારો કાયમના રહે તેવું કરવાનું છે, અને વીશમીમાં માટીના આકારો બનાવવાના છે. આ પ્રમાણે જુદી જુદી વસ્તુઓના ઉપયોગથી, હાથ તથા આંખ કેળવાય તેવી રીતના જુદા જુદા આકારો બનાવતાં શીખવવાનું છે. તે આકારો છોકરાંને જાણીતા હોય તેવાથી શરૂવાત કરવી અને રમતદ્વારાજ નવા આકારોની પિછાન, તે ઉપરથી વધતું જતું સામાન્ય જ્ઞાન, અને બની શકે તેવી બધી રીતે શરીર, મન, બુદ્ધિની જુદી જુદી બધી શકિતઓનો વિકાસ કરાવવો એ કિન્ડરગાર્ટન પદ્ધતિનો મુખ્ય ઉદ્દેશ છે. ખાસ કરીને જે નાની ઉમરમાં છોકરાં દરકાર વગરજ મોટાં થાય છે તે ઉમરમાં છોકરાંની તાકાત પ્રમાણે તેમની શકિતઓને કેળવણી મળે એ કિન્ડરગાર્ટન પદ્ધતિએ જોવાનું છે અને ઉપરની બક્ષીસોની રચના અને યોજના તે તે બાબત લક્ષમાં રાખીનેજ ઘડવામાં આવી છે. આ વીશ બક્ષીસોથીજ કાંઈ બાળ કેળવણીના પ્રશ્નનો છેવટનો નિકાલ આવી ગયો એમ સમજવાનું નથી. જેમ જેમ અનુભવ અને બાળકોની શકિતનું જ્ઞાન વધતાં જશે તેમ તેમ સુધારા વધારા થતા જશે. પરંતુ તે જાતના વિચાર કરવાનું પહેલું પદ્ધતિપૂર્વક

સૂચન તો ફ્રોબેલેજ કરેલું છે. તે સૂચન એવું તો કિમ્મતી છે કે બાળ કેળવણીનો વિચાર કરવાને જે કોઇ ખાયેશ ધરાવતું હોય તેણે તે સૂચનની માહિતી અવશ્ય મેળવવી જોઇએ. અને તેવા હેતુથીજ આંહિં આટલો સંક્ષિપ્ત ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

ઉપર ટુંકામાં ગણાવેલી બક્ષીસોનું વિસ્તારવાળું વિવેચન ઇષ્ટ છે ખરૂં, પણ આ નાના લેખ માટે તે કાર્ય બહુ મોટું ગણાય. માત્ર એટલુંજ કહીશું કે આ બધી બક્ષીસો જેમ બીજા પાઠો શીખવાય છે તેમ શીખવવાની નથી. વળી બક્ષીસોની શરૂવાત ત્રણ વર્ષનાં બાળકોની સાથે કરવાની છે એટલે તેનો મુખ્ય ઉદ્દેશ રમત, અને રમતમાંજ જ્ઞાન આપવાનો છે. તે જ્ઞાનમાં પણ બેએક બાબત પર ખાસ લક્ષ રાખવાનું છે. એક તો એ કે (૧) વર્ગનાં બધાં છોકરાંએ તે તે કામ સફાઇથી કરવું જોઇએ. અને બીજું (૨) બધાંયે એક સાથે કરવું જોઇએ. સફાઇ અને વ્યવસ્થા ન હોય તો કિન્ડરગાર્ટનનો મૂળ ઉદ્દેશ સફળ થતો નથી એમ સમજવું જોઇએ. તેવી રીતે શીખવવા માટે શિક્ષકને બહુ મહેનત કરવી પડે છે. તેણેજ બહુ ચોક્કસ રહેવું પડે છે. વર્ગનાં બધાં છોકરાં પર એક સરખું અને બહુ જ તત્પરતાભર્યું ધ્યાન આપવું પડે છે. તે બધા સાથે જણે જણની ભૂલ, ગફલત, અવ્યવસ્થા, અણઆવડત શોધી કાઢી તત્કાલ સુધારો કરવો પડે છે. આવી કાળજી રાખી શકે તેજ શિક્ષક સારૂં કામ કરી શકે.

કિન્ડરગાર્ટન પદ્ધતિના ઉદ્દેશોમાં ઉપર ગણાવ્યા તેટલાનોજ સમાવેશ થાય છે એમ સમજવાનું નથી. છોકરાંની સ્વતંત્રતા છીનવી લઇ, બક્ષીસો સ્થાપિત

નિયમ પ્રમાણે શીખવવાનો દુરાગ્રહ રાખી, માત્ર સંચાકામ ન થાય એ ખાસ જોવાનું છે. છોકરાં પોતાની મેળેજ શિક્ષણ ગ્રહણ કરી શકે, પોતાના બાળક વિચારો જેમ ભાંગ્યા તુટયા શબ્દોમાં જણાવવા પ્રયાસ કરે છે, તેમ આ બક્ષીસો દ્વારા પણ જણાવતાં શીખે, બધાં એક સાથે, બહુ સફાઇ અને સ્વચ્છતાથી અને નિયમ વશ રહીને કામ કરતાં શીખે એ આ પદ્ધતિથી શીખવનારે ખાસ લક્ષમાં રાખવાનું છે.

આ પદ્ધતિનાં સંપૂર્ણ રહસ્યનું અજ્ઞાન હોવાને લીધે અને મનુષ્ય સ્વભાવ હમેશાં ગતાનુગતિકજ છે એ સ્વાભાવિક ખામીને લીધે, આ પદ્ધતિના શીખવનારા પણ જતે દહાડે પડી ગયેલા ચીલામાંજ ચાલનારા થયા અને તેથી પેસ્ટેલોઝી તથા ફ્રોબેલના વિચારોનું જોઇએ તેવું અનુકરણ અને અનુસરણ થઈ શકયું નહિં. તેથી શિક્ષણ શાસ્ત્રના અભ્યાસકોને તે પદ્ધતિમાં સુધારો કરવાની જરૂરીયાત જણાઇ. એ જરૂરીયાતનો અભ્યાસ કરી બાઇ મોન્તેસરીએ જે પદ્ધતિ ઘડી કાઢી છે તેમાં છોકરાંઓનું સ્વાતંત્ર્ય બહુ સારી રીતે જળવાય છે, અને બીજી પણ કેટલીક રીતે ફ્રોબેલની કિન્ડરગાર્ટન પદ્ધતિથી આગળ પ્રગતિ થયેલી માલમ પડે છે. એ પદ્ધતિ પણ શિક્ષકોની પાસે રજુ કરવાથી ઘણા લાભ થાય એવું છે, અને તેથી આપણા શિક્ષકો સમજી શકે તેવી રીતે તે પદ્ધતિના સિદ્ધાંતો સમજાવવાની પ્રવૃત્તિ જલદી થાય એ ઇચ્છવા યોગ્ય છે.

---

# કિન્ડરગાર્ટન બક્ષીસો આપણી નિશાળોમાં કેવી રીતે શીખવી શકાય.

કિન્ડરગાર્ટન પદ્ધતિ ત્રણ વરસનાં છોકરાં માટે છે. આપણી નિશાળોમાં તેવડાં છોકરાં તો હોતાંજ નથી. એટલે ફ્રોએબલનાં ધોરણે તે અભ્યાસક્રમ આપણી નિશાળમાં દાખલ કરવો તેના જેવી અણસમજ બીજી એકે કહી શકાશે નહિં. પાંચ વર્ષ પૂરાં કર્યાં વિના છોકરાંને નિશાળોમાં દાખલ કરાતાં નથી. કેટલાંક માબાપો તો તેથી પણ મોટી ઉમ્મર કરતાં હશે. આવડાં મોટાં છોકરાં નાની સરખી પેટી ને લટકાવેલા દડાથી રમે અને તેવાંને કિન્ડરગાર્ટનની અંગ્રેજી પોથીમાં કે તેનાં અક્ષરશઃ ભાષાંતરમાં આપેલી રીતે શીખવવામાં આવે એ બહુજ હાસ્યાસ્પદ બને છે. પરિણામે કિન્ડરગાર્ટન જેવી પદ્ધતિને ફારસ અને ખાલી દેખાવનું અભિધાન મળી જાય છે.

કિન્ડરગાર્ટન પદ્ધતિ દાખલ થઈ છે, અને રાખવા જેવી પણ છે. બક્ષીસો નિશાળોમાં અપાઇ છે, અને જે નિશાળોમાં ન અપાઇ હોય ત્યાં ઉપયોગ કરવો હોય તો પણ આંહિં બતાવવામાં આવશે તેમ કેટલીક બહુ નજીવાં ખરચે મેળવી શકાય તેમ છે. તે પદ્ધતિના લાભ મળી શકે એમ છે, અને આપણી નિશાળોમાં પણ તેની ઉપયોગિતા છે એ કહેવાઇ ગયું છે,

તેથી આ ખંડમાં તે બક્ષીસ આપણી નિશાળમાં કેમ શીખવવી એ બતાવવાનું છેલ્લું—પણ અત્યંત ઉપયોગી અને જરૂરનું કામ હાથ ધરવામાં આવે છે.

આ સંબંધે કહેવાની જરૂર જણાય છે કે આ દરખાસ્ત તદ્દન કલ્પનાના તરંગરૂપ નથી. આપણી નિશાળોમાં શિક્ષકો અને છોકરાં સંબંધે યથાશક્તિ વિચાર કરી, જે યોગ્ય લાગ્યું છે તે અનુભવમાં મૂકી જોવામાં આવ્યું હતું અને તે અનુભવથી અસંતોષ કે અયોગ્યતા કોઇ તરફથી જાહેર થયેલ નહિં હોવાથી સર્વ જીજ્ઞાસુને જણાવવાનું સાહસ વહોર્યું છે. આવી અનેક દરખાસ્તો રજુ કરવામાં આવે એ બહુજ ઇચ્છવા જેવું છે. ઘણા અનુભવને અંતે કાંઇક સાર મળી શકશે.

પહેલું તો એ જણાવવાનું છે કે બક્ષીસોનો જે ક્રમ ફ્રોબેલે નિર્ણીત કર્યો છે તેને આપણી નિશાળોમાં અક્ષરશઃ અનુસરવાની જરૂર નથી. આપણી નિશાળમાં આવનારાં છોકરાં શરૂવાતમાંજ ૧, ૭, ૮, ૯, ૧૦, ૧૮, ૧૯ એટલી બક્ષીસો તો ઘણીજ સરળતાથી એક સાથે કરી શકશે. દડા અને રંગની પિછાન આપવામાં બહુ વખત નહિં જાય. તેમ ૭ મી બક્ષીસની કટકીઓને ઉપયોગ પણ તેઓ તુર્ત કરી શકશે. ૮ મી અને ૯ મીથી તો અક્ષરજ્ઞાન અને લેખનજ્ઞાનની શરૂવાત કરવામાં બહુ સરળતા થાય છે. ૧૦ મીને ૮, ૯, સાથે જોડી દેવાથી છોકરાંને વિનોદ મળે છે, લખવાનું શીખતાં મજા પડે છે, અને સ્લેટપેનનો ઉપયોગ આનંદથી કરી શકે છે. ૧૮ મી માં કાગળોના

ચોરસ કટકા આપવા એટલું જરા કરવું પડે છે, પણ તેવા કટકા આપ્યા પછી છોકરાંઓ ઘણા રસથી આકારો બનાવી શકે છે. ૧૯ મી માં તો ૮ મી બક્ષીસના આકારોનેજ કાયમનું સ્વરૂપ આપવાનું છે.

પહેલી બક્ષીસ દડાની છે. તેમાંના દડાના રંગની પિછાનમાં તેટલા માત્ર દડાજ રાખવાના નથી. જૂદા જૂદા રંગના કાગળ, કપડાંના કટકા, મણુકા, પેનસીલો, રંગીત ચાક, વગેરે જેટલું મેળવી શકાય તેટલું બધું એકત્ર કરવું જોઇએ, અને તે તે રંગ પારખતાં શીખવવું જોઈએ. તે શીખવવા માટે કેટલાંક મનોયત્નો આપવાં જોઇએ. જૂદા જૂદા રંગની ચીજો સેળભેળ કરી એકને એક રંગની, બીજાને બીજા રંગની એમ જૂદી કરવાનું છોકરાંને કહેવામાં આવે, તો છોકરાં ઉમંગથી કામ કરે છે અને તેમને પાકું જ્ઞાન મળી જાય છે. આ પ્રમાણે માત્ર રંગની પિછાન આપવી. રંગની પિછાન વખતે પણ રંગોનાં નામ તુર્ત નહિં આપવાનું ધ્યાનમાં રાખવું. રંગ જૂદા જૂદા પારખવાની શકિત આવી જાય પછીજ નામ આપવાં. તે પિછાન અપાઇ રહે, ત્યારપછી દડાની રમતો શીખવવી. હાલનાં કિન્ડરગાર્ટનનાં પુસ્તકોમાં દડાને માત્ર હલાવવાનીજ રમત આપેલી છે. તે ત્રણ વર્ષનાં બાળકો માટે ઠીક છે, પણ મોટાં બાળકો માટે તે યોગ્ય નથી. થોડીક રમતો સૂચવવામાં આવે છે.

### ૧. દડા બતાવવા-રંગ ઓળખવાની રમત.

છોકરાંને દડા હાથમાં આપી (જેટલાં છોકરાં હોય તેટલા દડાઓ અવશ્ય જોઇએજ. ઓછા હોય તો

જેટલા દડા હોય તેટલાં છોકરાંને લેવાં, તે પછી બીજાં તેટલાં લેવાં. અનુકૂળતા અને સગવડ પ્રમાણે શિક્ષકે યોજના કરી લેવી. રંગ બોલી, તે રંગનો દડો જેના જેના હાથમાં હોય તે ઉંચો કરી બતાવે. બધાં એકદમ, એક સાથે, કરે એ આગ્રહ રાખવો. તેને માટે હુકમ નંબરથી આપવાનુ રખાશે તો વધારે સારૂં કામ થશે.

"રાતો દડો જેના હાથમાં હોય તેણે હું એક કહું એટલે દડો જમણા હાથમાં લઇ, જમણો હાથ ઉંચો કરવો.' બે કહું ત્યારે હાથ પાછો મૂકી દેવો" આવી કોઇ સૂચના આપ્યા પછી કામ શરૂ કરવું. જૂદા જૂદા રંગ બોલતા જવા. એક, બે; એક, બે; એમ હુકમો આપતા જવા—ભૂલ કરે તેને સુધારવા.

## ૨. દડા હાથોહાથ આપવાની રમત.

બીજી રમત દડા હાથોહાથ આપવાની છે. તેમાં પણ હુકમ આપવાનુંજ રાખવું. એક, બે, ત્રણ, એમ ત્રણ હુકમથી કામ સરશે. બધાં છોકરાં-દડા જેમના હાથમાં હોય તે બધાંને ઉભાં કરી એક હુકમ આપતાં જમણો હાથ દડો લઈ ઉંચો કરે-બે હુકમ આપતાં પોતાના ડાબા હાથમાં લે, ત્રણ હુકમ આપતાં પોતાના ડાબા હાથનો દડો, ડાબા હાથ તરફનાં છોકરાંને આપે અને જમણા હાથમાં જમણા હાથ તરફનાં છોકરાં પાસેથી લે, અને લઈને તુર્ત હાથ નીચા કરે. આમ હુકમો આપવાથી દડા એકદમ વેહેંચી શકાશે, આપવા લેવાનું બની શકશે.

આમાં હાથ ઉંચા ન કરાવવા હોય, અને એમને એમ અપાવવા હોય તો પણ ચાલે. આંહિ બતાવેલી બધી રમતોમાં શિક્ષકની સ્વતંત્રતા છીનવી લેવાનો વિચાર રાખવાનો નથી. દરેકમાં શિક્ષક પોતપોતાની સમજ પ્રમાણે ઘટતા ફેરફાર કરી શકે એમ સમજવાનું છે. માત્ર રમતો સૂચવેલી છે.

### ૩. દડો ઉછાળી બે હાથે ઝીલવાની રમત.

આમાં પહેલાં તો દરેક છોકરાંને પોતપોતાની મેળે, એકલાં એકલાં ટેવ પડાવવી પડશે. બધાં છોકરાંને આવડી જાય, ત્યારે એક-સાથે કરાવી શકાશે. બધાં છોકરાંને આવડી ગયા પછી, છોકરાંને ગોળ કુંડાળામાં, અગર જેમ ફાવે તેમ ઉભાં રાખી, 'તૈયાર' થાય ત્યારે એક હુકમ આપવો. જે વખતે બધાં દડો ઉંચો ઉછાળે અને પાછો બે હાથમાં ઝીલે. બે કહેતાં બધાં સ્વસ્થ થાય; આમને આમ ફાવે તેટલી વાર દડો ઉછાળવાની રમત રમાડવી.

### ૪. દડો સામસામા આપવાની રમત.

બબ્બે છોકરાંને સામસામાં, થોડે થોડે છેટે, ઉભાં રાખી બે વચ્ચે એકેક દડો આપી, એક ફેંકે ને બીજું ઝીલે તેવું કરાવવું.

બે છોકરાં વચ્ચે જે છેટું રાખવાનું છે, તેનો નિર્ણય, છોકરાંની આવડત પ્રમાણે શિક્ષકે કરી લેવો.

બબ્બે છોકરાંના જોટા તૈયાર થાય એટલે તે રમત પણ આખો વર્ગ સાથે રમી શકે તેવું કરી શકાશે.

આ રમત ઉભાં ઉભાં રમે ત્યારે દડો ફેંકીને રમે–અને બેઠાં બેઠાં રમે ત્યારે દડો ગબડાવીને રમે. બેઠાં બેઠાંની રમત સહેલી છે. પહેલાં તે શીખવી, પછી ઉભાં ઉભાંની રમત કરાવવી એ ઠીક પડશે.

### ૫. દડાની ઉછાળ ઝીલની જોડકાંની રમત.

બબ્બે છોકરાંનાં જોડકાં: એક છોકરો દડો ઉંચો ઉછાળે અને બીજો ઝીલે—બીજો ઉછાળે ને પહેલો ઝીલે; આ પણ પહેલાં જોડકાંથી તૈયાર કરાવી, પછી આખો વર્ગ સાથેજ રમે તેવું કરી શકાશે. આખો વર્ગ સાથે રમે ત્યારે હુકમ આપવાથી વધારે સારૂં લાગશે.

### ૬. દડાને સામી ભીંતે લાગે તેમ ઉંચે ફેંકી, પડતાં પડતાં ઝીલી લેવાની રમત.

છોકરાં આ રમત તો બહુ રમે છે. દરેક છોકરૂં વારા ફરતી આવતું જાય, દડો ભીંત પર અફાળે, પડતાં ઝીલે અને ખસી બીજાને માર્ગ આપે આ રમત પણ એકલાં એકલાં શીખવ્યા પછી આખા વર્ગને રમાડી શકાશે.

### ૭. ત્રણ ત્રણ, ચચ્ચાર છોકરાંને એક સાથે દડા ઝીલવાની રમત.

ત્રણ ત્રણ, ચચ્ચાર છોકરાં વચ્ચે એકજ દડો આપી, એક છોકરૂં દડો ઉંચો ઉછાળી બીજા તરફ ફેંકે, બીજું ત્રીજા તરફ અને પાછું પહેલા તરફ એમ રમત રમાડાય. આગળ વધતાં બધાં છોકરાં ધ્યાન રાખે અને ગમે તેના તરફ દડો ઉછાળે તે ઝીલવો જોઇએ.

## ૭. બે છોકરાંનાં જોડકાંની બે દડાની આપ લે.

બે છોકરાંને બે દડા આપવા. પહેલાં બેઠાં બેઠાં રમત રમે. દરેક છોકરૂં પોતાનો દડો સામાં તરફ ગબડાવે અને સામાએ ગબડાવેલો દડો લઇ લે. તે થયા પછી ઉભાં ઉભાં એ રમત રમાય. દડા બંને સાથે સામ સામા ફેંકે અને બંને ઝીલી લે.

આ રમત અને હવે પછીની વધારે આવડતવાળાં છોકરાં રમી શકશે. તેવી આવડત દરેકમાં આવે એવું કરવું એ શિક્ષકનું કર્તવ્ય સમજવાનું છે.

શિક્ષકોમાંથી ઘણા—અને માબાપો તો લગભગ બધા એમ શંકા કરશે કે આવી આવી રમતો નિશાળમાં શા માટે શીખવવી! એ પ્રશ્નનો જવાબ વિસ્તારથી આપવો જોઇએ. પણ તે કામ કોઇ બીજા પ્રસંગ ઉપર રાખી, આંહિ તો એટલુંજ જણાવવાનું છે કે છોકરાંના હાથ, આંખ, અને નિર્ણય બુદ્ધિ કેળવવામાં સીધી રીતે અને અંગના ઘણા અવયવોને કાર્યકર બનાવવામાં આડકતરી રીતે, આ રમતો ઉપયોગી અને લાભ કરનારી નીવડશે એમ જરા વિચાર કર્યાથી જણાશે. નિશાળ એ કેદખાનું નથી, રમતાં રમતાં કેળવણી મેળવવાનું સ્થાન છે. નાનાં બાળકોને પાંચ કલાક ગોંધી રાખવાનો અનર્થ હજી દૂર થયો નથી. આવી આવી રમતોથી તે અનર્થ દૂર થશે, છોકરાંને લાભ થશે, શિક્ષકોને માર્ગ સૂઝશે, એવી આશાથીજ આ રમતો શિક્ષક આગળ રજુ કરવામાં આવે છે. આમાં નવું કાંઇ માલમ પડશે નહિં, પણ જે રમત શેરીમાં

વગર ધોરણે અને વધેલી ઉમ્મરે છોકરાં પોતપોતાની મેળે શીખે છે, તે અગર તેવી રમત નિશાળમાં, શિક્ષકની દેખરેખ નીચે, યોગ્ય ઉમ્મરે શીખવાય, તો આંખ, હાથ, નિર્ણય બુદ્ધિ અને એવી કેટલીક શક્તિનો વિકાસ નિયમિત રીતે અને સફળ પદ્ધતિથી થાય એ મોટો લાભ છે. બે છોકરાંના હાથમાં એક દડો આપો, અને તેમાંથી એક છોકરૂં દડો ઉંચે ઉછાળી ઝીલી શકશે, અને બીજું તેમ કરી નહિં શકશે, તો કબુલજ કરવું પડશે કે તે બેમાંથી એકની અમુક શક્તિઓ વધારે કેળવાઇ છે. નિશાળનું કામ છોકરાંની દરેકે દરેક શકિત વિકસાવવાનું છે એ સમજનારા શિક્ષકોને આ પદ્ધતિના લાભ જણાશે એવી આશા રાખવામાં આવે છે.

૯. ઉપર બતાવેલી બીજી રમતનું વિસ્તૃત સ્વરૂપ એવું રખાય કે બધાં છોકરાંના હાથમાં દડા હોય, બધાં પોતપોતાનો દડો પોતાની બાજુનાં છોકરાંને એક સાથે આપતાં જાય અને એમ દડા ફર્યા કરે.

૧૦. ત્રીજી રમતનું વિસ્તૃત સ્વરૂપઃ દડો જમણે હાથે ઉછાળી, જમણામાં ઝીલવો; ડાબે હાથે ઉછાળી, ડાબા હાથમાં ઝીલવો; જમણે હાથે ઉછાળી ડાબામાં ઝીલવો, અને ડાબે હાથે ઉછાળી જમણામાં ઝીલવો.

**૧૧. ઉપરની રમતનું તેથી આગળનું સ્વરૂપઃ**

છોકરાં હારમાં કે ગોળ ઉભાં રહે. એક છોકરો દડો ઉછાળે તે જમણી કે ડાબી બાજુ તરફનો છોકરો-શિક્ષક હુકમ કરે તે પ્રમાણે-ઝીલે. એ પ્રમાણે ઘણા દડા હોય

તો રમતમાં વધારે ગમત આવશે અને આ રમતમાં વધારે આગળ વધવું હોય તો પહેલા નંબરનો ઉછાળેલો દડો ત્રીજો ઝીલે; આમ કરવામાં ઉછાળનાર અને ઝીલનાર બંનેને જરા શીખવું પડશે-ટેવની જરૂર પડશે.

૧૨. ઉપર બતાવેલી આઠમી રમતનું વિસ્તૃત-જરા અઘરૂં-સ્વરૂપ :

બે છોકરાંને બદલે ત્રણની, ચારની, એમ ટુકડીઓ કરવી.

૧૩. એક છોકરો બે દડા લઈ એકજ હાથમાં એક ઉછાળે ને બીજો ઝીલે; એમ એક દડો અદ્ધર રાખી, બીજો હાથમાં રાખે. આ રમત મોટાં છોકરાં કરી શકશે-નાનાં બહુ ચાલાક હશે તોજ કરી શકશે. જેમ બે દડા એક હાથ વતી, તેમ ત્રણ દડા કે ચાર દડા પણ-બંને હાથથી ઝીલી શકાય-પણ આ રમત ખાસ રમત ગણવી જોઈએ.

૧૪. આવીજ રમત-ભીંતે અફાળવાની રમતનાં વિસ્તૃત સ્વરૂપે રમી શકાશે. બે દડા રાખી એક ભીંતે અફાળે, બીજો હાથમાં હોય, તે એવી રીતે ઉછાળે કે વારા ફરતી એક દડો હાથમાં અને એક અદ્ધર રહે.

આ રમતો ઉપરાંત ઘણી રમતો સૂચવી શકાય. નાનાં છોકરાંને સામસામાં બેસારી સામસામા દડા ગબડાવવાની રમત ઉછાળવાની રમત કરતાં સહેલી થઈ પડશે. માર્ગ સૂચક ગ્રંથિકામાં આટલાં દિગ્દર્શનથીજ સંતોષ માનવાની જરૂર જણાય છે.

આ રમતો એક બે એમ હુકમથી રમાડી શકાય, તેમજ કોઇ યોગ્ય તાલવાળાં ગાયન સાથે પણ રમાડી શકાય. ગાવામાં ઘોંઘાટ ન થાય તે સંભાળ રાખવી. હારમોનીયમ કે બીજાં કોઈ વાજીંત્રના વાગવા સાથે, છોકરાં આવી રમત મુંગાં મુંગાં રમી શકે તો આનંદ સાથે સૌંદર્ય, તાલ, યોગ્યતા, વગેરે અનેક ગુણની કદર કરવાની શક્તિના વિકાસનાં બીજ રોપાશે એવું માની શકાય.

બીજી બક્ષીસ માત્ર અમુક આકારોનું જ્ઞાન-મુકાબલાથી ભિન્નતાની સમજ અને તેથી વસ્તુજ્ઞાનમાં થતા વિકાસ માટે છે. ' ઘન ' કે ' નળાકાર ' એ આપણા ઘરમાં બોલાતા કે બહુ જાણીતા શબ્દો નથી. પણ જો મુકાબલેથી તે તે આકારનું ભાન સારી રીતે અપાય તો તેવા શબ્દોનાં જ્ઞાનથી કાંઈ હાનિ થતી નથી.

ત્રીજી બક્ષીસના આકારોમાં કાંઇ કાંઇ આપણાં છોકરાંને અપરિચિત હોય છે તેવા—જેવા કે વેદી, ક્રૉસ, વગેરેને છોડી દઇ, જાણીતા આકારો બનાવવાનું શીખવવાથી અને પહેલાં નામ આપી, આકાર બનાવી, સમજ આપ્યા વિનાનું ગોખણુ જ્ઞાન આપવામાં આવતું બંધ થાય તો એ રમતોથી લાભ થાય છે એ અનુભવ સિદ્ધ વાત છે. ગાયનોનો આગ્રહ રાખવામાં આવે છે એ બહુ ઠીક નથી. જ્યારે જ્યારે આકારો કરે, ત્યારે ત્યારે શિક્ષક ગાય અને છોકરા સાંભળે અને તેવા મહાવરાથી મોઢે થઇ જાય તો ગાયનો માટે બાધ

ન ગણાય; પણ પહેલાં ગાયન મોઢે કરાવાય અને ગાયન તૈયાર થયા પછીજ આકારો શરૂ કરાય એ તો મિથ્યાપદ્ધતિ જ નહિ, પણ બોજા રૂપ પદ્ધતિજ છે. તેમ થતું અટકાવવું એ દરેક શિક્ષક, મુખ્ય શિક્ષક અને ઇન્સ્પેક્ટર પોતાની ફરજ સમજે એટલું થવાની જરૂર છે.

જે વાત ત્રીજી માટે કહી તે ચોથી, પાંચમી, છઠ્ઠીને લાગુ પડે છે. આ બધી માટે આકારો અપાયા હોત તો સારૂં, પણ હમણાંની સ્થિતિ અનુકૂળ નહિ હોઈ, ગુજરાત શાળાપત્રમાં અપાએલા આકાર દરેક નિશાળમાં હોવાને લીધે તેજ ઉપયોગમાં લેવાની ભલામણ કરવામાં આવે છે.

સાતમી બક્ષીસ રંગ અને આકાર બંનેનાં સાથે લાગ્યાં જ્ઞાન માટે ઉપયોગી છે અને આ બક્ષીસ પ્રારંભમાંજ શરૂ કરાવાય તો આપણી નિશાળનાં છોકરાં સારો લાભ મેળવી શકે.

આઠમી અને નવમી બક્ષીસ પણ સાતમી બક્ષીસની પેઠે શરૂવાતમાંજ શીખવાય તો જરા પણ હરકત આવતી નથી, એટલુંજ નહિ પણ મૂળાક્ષરની શરૂવાત તે બક્ષીસ—ખાસ કરી આઠમી બક્ષીસથી —કરવામાં આવે તો બહુ ત્વરાથી કામ થાય એમ અનુભવ પણ થયો છે.

નવાં છોકરાં આવે કે તુર્ત આઠમી બક્ષીસથી જુદા જુદા આકારો શીખવવાનું શરૂ થાય તો છોકરાંને

ગમ્મત પડે. આકારનાં નામ આપવા માટે આગ્રહ ન રાખવો. પણ શિક્ષક આકાર બનાવે, તે જોઇને છોકરાં તેવા આકાર બનાવે તેવું કરવું જોઇએ.

ઘણા ઘણા આકારો આવડી જાય ત્યારે નામ આપવાની શરૂ વાત કરાશે, તો માલમ પડશે કે છોકરાં પોતે પોતપોતાની મેળે પણ નામ આપવા તૈયાર થઇ જશે અને ઘણી વાર ખરાં નામ આપશે.

આઠમી નવમીની સાથેજ દશમીનો સંબંધ છે અને રાખવો. જે આકાર કરે તે સ્લેટમાં ચીતરતાં શીખે એટલે દશમી બક્ષીસ તો થશે, પણ તે સાથે લખવાની—આંક મૂળાક્ષરની પણ શરૂઆત થઇ જશે.

આંહિં એક ટીકા-સૂચના-ની જરૂર જણાય છે. આપણા હાલના શિક્ષકો સળી, મણકા, કોડી, વગેરેથી મૂળાક્ષર બનાવવાનું શીખવવામાં મૂળ ઉદ્દેશ તો વિસરી જતા હોય એમ જણાય છે. મૂળાક્ષર આવડી જાય પછી સળી, મણકા વગેરેથી તે બનાવવા એ તો માત્ર શીખેલા આકાર બીજા સ્વરૂપમાં બનાવવા જેવુંજ છે. તેથી નવું અને વધારાનું જ્ઞાન મળે છે અને હાથ આંખને કેળવણી મળે છે એ ખરૂં છે. પણ સળી મણકાની મદદથી જે કાર્ય સાધવાનાં છે, તેમાં મુખ્ય તો એ છે કે રમતમાં ને રમતમાં છોકરાંને મૂળાક્ષરનું ભાન આપી દેવું. છોકરાં એમજ જાણે કે રમત થાય છે. અને ખરી રીતે પણ રમતજ થતી હોય. જુદા જુદા સળીના આકાર કરાવાય-પછી

તેવા જ મણકાના–કોડીના–એમ કરતાં કરતાં—તેવા સ્લેટ પર કાઢતાં શીખવાય અને એમને એમ મૂળાક્ષર કાઢતાં શીખવી દેવાય. બધું આવડયા પછી મૂળાક્ષરનાં નામ અપાય. આમ થાય એટલે છોકરાંને પોતે કેટલું બધું શીખી ગયાં એ ભાન આનંદ અને વિસ્મય સાથે થાય. શીખ્યાં હોય બધું–છતાં ભાન માત્ર રમતનુંજ હોય. આ મુખ્ય હેતુ છે. પણ પહેલાં જૂની રીતેજ મૂળાક્ષર ઘુંટાવી ઘુંટાવી શીખવાય અને પછી ખોટી રીતે સમજાએલી નવી પદ્ધતિ ચાલુ હોવાનો ખોટો ગર્વ રખાય તે તો શિક્ષક વર્ગને માટે બહુ અઠીક કહેવાય. આમ થાય છે તેનું મુખ્ય અને મૂળ કારણ તો એજ જણાય છે કે નવી પદ્ધતિના ઉદ્દેશો અને કાર્ય રીતિઓ શિક્ષકોમાંથી ઘણાના જાણવામાં નથી હોતા. બાળકનાં શિક્ષણની શરૂવાત કેમ કરવી એ આંહિં વિસ્તારથી કહેતાં વિષયાન્તર થઇ જાય માટે તે વિષે કોઈ બીજો પ્રસંગ પ્રભુ આપશે તો ગ્રહણ કરાશે. આંહિં તો કિન્ડરગાર્ટનની બક્ષીસો શીખવતાં કયો હેતુ નજર આગળ રાખવાનો છે, તેનું માત્ર દિગ્દર્શનજ કરાવવાનું છે.

આઠમી નવમી બક્ષીસ સાથે ૧૯ મી બક્ષીસ જોડી શકાશે. સળીના છુટા આકાર કરાવ્યા પછી, પલાળેલા વટાણા કે મીણની નાની નાની ગોળીઓની મદદથી આકારો કાયમના રાખી શકાય તેવા થઇ શકશે.

અગ્યારમી બક્ષીસ છોકરાંઓના હાથ જરાક કેળવાય કે તુર્તજ આપી શકાશે. તેમાં તો માત્ર આપેલા

આકારમાં કાણાંજ પાડવાનાં છે. આકારવાળાં કાર્ડ તૈયાર લેવા જતાં બહુ મોંઘાં પડે છે. ઉત્સાહી શિક્ષક—જો તેને ડ્રૉઇંગ જરા તરા પણ આવડતું હશે તો—તેવાં કાર્ડ જાતે તૈયાર કરી શકાશે. જાડા કાગળ પર પેનસીલથી જુદા જુદા આકારો પાડી આપવા અને તેમાં થોડે થોડે છેટે ટપકાંઓ મૂકવાં—જે ટપકાંની જગાએ સોય વતી કાણાં પાડવાનું • કહેવું. આ રમત આપણી નિશાળોમાં તો શરૂવાતથી પણ દાખલ કરી શકાય. કાર્ડની નીચે ફ્લાલીનનો કકડો અગર તો સુતરૂ પાતળી સરખી ગાદી હશે તો છોકરાંઓને ઇજા થવાનો સંભવ રહેશે નહિં. આ રમતની સાથે સાથે દોરા—ઉનના, રેશમી, કે સુતરૂ—વાપરી તે તે કાણાંની મદદથી ભરત જેવાં કામની શરૂવાત પણ કરી શકાય. ઘણાનું કહેવું એવું છે કે તે કામ માત્ર કન્યાશાળામાંજ ઠીક લાગે, છોકરાઓને ભરતશીવણ શીખવવાની જરૂર નથી. તેવાઓને યાદ આપવું જોઈએ કે તે શિક્ષણ ભરતશીવણના ધંધામાં કુશળતા મેળવવા માટે અપાતું નથી. પણ છોકરાંની આંખ, હાથ, સૌંદર્યબુદ્ધિ વગેરે શકિતઓ કેળવાય માટેજ આપવાનું છે. અને તે કેળવણી છોકરા છોકરી બધાંને માટે જરૂરની છે, માટે તે રમત બધી નિશાળોમાં ચાલુ થાય એ ઇચ્છવા જેવું છે.

તેરમી બક્ષીસમાં કાતરનો ઉપયોગ કરવાનો છે. તેથી આપણા શિક્ષકો ડરે છે. આ બધા ડરનું મુખ્ય કારણ તો કિન્ડરગાર્ટન પદ્ધતિનાં ખરાં રહસ્યનું

અજ્ઞાનજ છે. તે અજ્ઞાનને લીધે તે પદ્ધતિના લાભ ધ્યાનમાં આવતા નથી. પરિણામે તે તે રમતને માત્ર 'ફારસ' કે દેખાવ એવું નામ આપવામાં આવે છે. આવા વિચારનો ગેરફાયદો એ થાય છે કે આવી ઉત્તમ પદ્ધતિને દાખલ કરવાના જે જે પ્રયાસો થયા તે બધા ફળ વગરનાજ રહ્યા છે અને આપણી બાળ-કેળવણીમાં જે સુધારો થવો જોઇએ તે થઈ શક્યો નથી.

આંહિં શિક્ષકોની એક સામાન્ય દલીલનો વિચાર કરવાનો પ્રસંગ લેવાની જરૂર જણાય છે. એકલા શિક્ષકોજ નહિ, પણ કેળવણી ખાતાંના કેટલાક અધિકારીઓ પણ એમ માને છે કે (૧) તે પ્રમાણે શીખવતાં વર્ષ માટે નિર્માણ કરેલું ધોરણ પૂરૂં થઈ શકે નહિં અને (૨) માબાપો એ પદ્ધતિથી નારાજ થાય છે. આ બંને કારણો આપી સામાન્ય દલીલ આગળ ધરવામાં આવે છે. પણ આ બંને કારણો વજન વગરનાં છે-વિચાર વગરનાં છે એમ કહેવાની હિમ્મત ધરી શકાય તેવું છે.

વર્ષ માટે નિર્માણ કરેલાં ધોરણમાં આ પદ્ધતિ અંતરાય રૂપ નથી થતી, પણ ઉલટી મદદ રૂપ થાય છે. આંકડા કે અક્ષરો આપીને ઘુંટાવ્યા કરવાની પદ્ધતિથી છોકરાંઓ મૂળાક્ષર અને નવ આંકડાઓ તૈયાર કરવામાં જેટલો વખત લે છે તેથી ઘણાજ થોડા વખતમાં તેટલું જ્ઞાન છોકરાંઓને આ રમતની પદ્ધતિથી આપી શકાશે. પહેલે દહાડે આવનારાં

છોકરાંને ક ખ ગ ઘ, કે નમતલ, કે ૧, ૨, ૩, ૪ ઘુંટવા આપવાથી જેવું અને જેટલું કામ થાય છે તેના કરતાં ઘણું સારૂં, ઘણું વધારે, અને ઘણી થોડી મુદ્દતમાં સળીની રમત શરૂ કરવાથી થઈ શકે છે એ અનુભવ આ લખનારે મેળવ્યો છે અને બધાને મેળવી જોવા વિનંતિ કરે છે. છોકરાં આવે ત્યારે માત્ર રમતમાંજ ધ્યાન પરોવવું. સળીના જુદા જુદા આકાર કરતાં શીખવાનું તેમને વધુ ગમશે. તે તે આકારને સ્લેટમાં ચીતરવાનું કહેવાશે તો ઘણાં છોકરાં એકદમ તૈયાર થઈ જશે. કાળાં પાટીયાં પર શિક્ષક કાઢશે તેવાં ચિત્રો છોકરાં થોડા વખતમાંજ કાઢવા લાગશે. કહેવાની જરૂર નથી કે શરૂવાતમાં તો માત્ર એકજ આકાર કાઢવો કઢાવવો. હમેશાં અરધો અરધો કલાક લેવાથી આઠ કે દશ દહાડાની અંદર સાધારણ બુદ્ધિવાળાં છોકરાં ઘણા આકારો—લગભગ બધા મૂળાક્ષરો—કાઢી શકશે. અલબત, અક્ષરો ઓળખીને નહિં કાઢે, તેમ સારા મરોડદાર પણ અક્ષર નહિં થાય—પણ સાધારણ પિછાન અને ચોક્કસ રીતે ઓળખી શકાય તેવા આકારો તો કાઢીજ શકશે. અને પછી બીજું પગથીયું—ઘુંટાવીને સારા અક્ષરો કઢાવવાનું તથા ઓળખાણ આપવાનું—ચડાશે. આ બધું શીખવતાં શિક્ષકે છોકરાંને કામ સોંપી પોતે મુંગા બેસી રહેવાનું નથી, પણ છોકરાં સાથે તે આકારો સંબંધે વાતચીત કરતાં સામાન્ય જ્ઞાનની છોકરાંની કોટિ જેટલી બને તેટલી ઉંચે લેવાની છે. તે પ્રમાણે શીખવનાર શિક્ષક વરસનું કામ વરસ

ખતમ થતાં પહેલાંજ સંપૂર્ણ કરી શકશે એવી ખાતરી છે.

બીજું કારણ—માબાપોની નારાજીનું—તો માત્ર નામનુંજ છે. માબાપો છોકરાંનું કામ કેટલું અને કેવું થયું એટલુંજ જુવે છે. આ પદ્ધતિથી શીખવતાં સાધારણ રીતે થાય છે, તેના કરતાં ઘણું વધારે અને ઘણી ઝડપથી કામ થઇ શકશે. છોકરાં વધારે શીખે છે, એમ માબાપને ખાતરી થશે તો પછી પદ્ધતિ માટે તેઓ દરકાર કરશે નહિં. હમણાં ફર્યાદ કરે છે—કરતાં હશે—તો તેનું કારણ 'માત્ર એજ કે ખરી રીતે શીખવી શકાતું નહિં હોય. શિક્ષકોની એક સમજ એવી છે કે કિન્ડરગાર્ટન પદ્ધતિથી કામ કરવું એટલે આંક મૂળાક્ષરોની તેટલી દરકાર ઓછી કરવી. પણ તે સમજ ગેરસમજ છે અને દૂર કરવીજ જોઇએ. આંક મૂળાક્ષર કંટાળા વગર અને જલદીથી શીખવવાનો હેતુ દરેક શિક્ષણ પદ્ધતિમાં સમાએલોજ છે. તે પદ્ધતિ રહસ્યનાં જ્ઞાનપૂર્વક, શ્રદ્ધા રાખીને, કાળજી પૂર્વક, અને હુકમ પ્રમાણે ચાલવા ખાતરજ નહિં, પણ બાળ કેળવણીમાં ખરા ઉત્સાહથી કામ કરવા ખાતર, ગ્રહણ કરવામાં આવે તો અવશ્યે લાભ થાય જ.

તેરમી બક્ષીસમાં કાતરનો ઉપયોગ જરા સંભાળ પૂર્વક કરાવવો, કાતર ગોળ અને બુઠ્ઠી અણીવાળી વાપરવી અને છોકરાંમાં કોઇ જો હીણી શક્તિવાળું હોય તો તેને કાતર આપવામાં વિલંબ કરવો. એવી એવી સામાન્ય કાળજી રાખવાથી અનર્થ દૂર થશે.

ચૌદમી સાદડી ગુંથવાની બક્ષીસમાં કાગળની પટ્ટીને બદલે સળી કે દેવદારના છોલ (દેવદારના લાકડાં પર રંદો લગાવતાં જે પાતળો છોલ નીકળે છે તે) નો ઉપયોગ કરી શકાશે તો વધારે લાભ થશે. પંદરમી બક્ષીસ માટે સાદી ચીપો બહુ સહેલાઇથી મેળવી શકાય છે અને છોકરાં બહુ આનંદથી તેનું કામ કરી શકે છે.

સોળમી બક્ષીસ નહિં રાખવામાં આવે તો બહુ હાનિ થવાની નથી. સત્તરમી તો બધાથી બધે વખતે શીખવી શકાય તેવી છે. અને અઢારમી તો ઘણાં થોડી ઘણી શીખેલાં પણ માલમ પડશે. આપણી ઘરની રમતોમાં, વહાણ, ચરમાં, પંખા, શીકું, ખડીયો, ફટાકા, ટોપી વગેરે ઘણા ઘણા આકારો કાગળ વતી બનાવતાં શીખવાય છે. ઘરમાંની તેજ રમત નિશાળમાં સફાઇથી અને સુંદર આકારો બનાવી રમે એટલુંજ કરવાનું છે.

ઓગણીસમી માટે પલાળેલા વટાણાને બદલે મીણની ગોળીઓ વપરાય તો વધારે સારૂં. ગોળી પણ છોકરાં પોતાની મેળેજ વાળે એવું કરવું. વીશમી બક્ષીસનાં કોઇ કોઇ ચિન્હો આપણા ઘરમાં દેખાશે ખરાં. માટીના ગોળા, નાના નાના ચુલા અને બીજાં પણ રમકડાં છોકરાં બનાવતાં—જ્યાં માટીના ચુલા વપરાતા હશે ત્યાં ત્યાં ચુલા નાખવા માટે તૈયાર થયેલી માટીમાંથી ઘણીવાર નાનાં મોટાં રમકડાં છોકરાં કરે છે અગર માતાઓ કરી આપે છે. આવા આવા પુરાવા સિદ્ધ કરી શકશે કે કિન્ડરગાર્ટનની બક્ષીસો યોજવામાં બાળ સ્વભાવ અને ગૃહજીવનની સારી

માહિતી મેળવવામાં આવી છે અને તેથી માની શકાશે કે તે તે બક્ષીસો ગુજરાતી સ્વરૂપમાં દાખલ કરવાથી બાળકોને અત્યંત લાભ થઈ શકશે.

કિન્ડરગાર્ટન બક્ષીસો ખરચાળ છે અને તેથી શીખવી શકાતી નથી એ પણ એક સમર્થ દલીલ તરીકે આગળ કરવામાં આવે છે. પણ ત્રીજી, ચોથી પાંચમી, અને છઠી બક્ષીસની પેટીઓ સિવાય બીજી એકે વસ્તું આપણે આપણી મેળે ન કરી શકીએ તેવી નથી. નાના દડાઓ જુદા જુદા રંગનાં ઉનથી સસ્તામાં કરી શકાય છે. સળી, રંગીત કે સાદા કાગળ, સાદી ચીપો, વગેરે કાંઇ મોંઘી વસ્તુ નથી. કોડી, મણુકા, કચુકા, બોયાં કે મલોખાં (સહેજ જાડા ડાંડા જેવાં એક જાતના નાના છોડનાં થડ–બહુજ પોચા માવાવાળાં અને ઉપર પોચી છાલવાળાં આવે છે. જેની વતી બંદુક, ગાડાં, હળ, ટેબલ, ખાટલા, વગેરે ઘણા ઘણા આકારો છોકરાં બનાવે છે. આ લખનાર મલોખાં એવું તેનું નામ જાણે છે,) એવી એવી ઘણી સસ્તી વસ્તુઓના ઉપયોગથી રમતો રમાડી શકાય તેવું છે.

તે તે વસ્તુના ઉપયોગથી આપણાં જીવનને અનુકૂળ હોય તેવી રમતોની યાદી, ક્રમ અને યોજના સહિત–તૈયાર કરવાનું જેનાથી બને તેણે તુર્ત કરવા જેવું છે. આ ઉલ્લેખનો કેવો સ્વીકાર થાય છે તેના ઉપર ભવિષ્યના કામનો આધાર રહે એ સ્વાભાવિક છે.

છેવટમાં, બાળકોની કેળવણી માટે ગુજરાતમાં જાગૃતિ થાઓ એવી પ્રાર્થના સહિત આ લેખ સમાપ્ત કરવામાં આવે છે